શ્રી ભૂપેન્દ્રનાથ રાય ચૌધરી કૃત

ભાગ્યવશાત્ વિખૂટાં પડેલાં બે પ્રેમીહૃદયના
મનોવિશ્લેષણની એક કથા

# રીસામણાં

[ શ્રી શરદબાબુની પ્રસ્તાવના સાથે ]

: અનુવાદક :

રમણલાલ સોની




મુખ્ય વિક્રેતા

સંદેશ પુસ્તક ભંડાર

બુકસેલર્સ :: :: પબ્લિશર્સ

ગાંધીરોડ :: :: અમદાવાદ

'રીસામણાં' નવલકથા વાંચી ગયો. મને એ ગમી ગઈ. આ ગ્રંથકારની કેટલીક વાર્તાઓ 'ભારતવર્ષ' માસિક પત્રમાં પ્રગટ થઈ હતી તે વાંચીને ઘણાઓને આનંદ થયો હતો. આ વાર્તા વાંચીને પણ વાચક તૃપ્ત થશે એમ હું ઇચ્છું છું.'

શ્રી શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય

: ૧ :

વૈશાખ મહિનો છે—બપોરના ચાર વાગતામાં તો હુગલી જીલ્લામાં આવેલા બકના હાટી ગામના માથા પર આકાશમાં એરે એકે વાદળાં ઘેરાવા માંડયાં હતાં. સાંજ પડવાને હજી કલાકની વાર હતી. એટલામાં વંટોળિયો છૂટયો.

ગામનાં નાનાં મોટાં છોકરા છોકરીઓ ખોળો ભરીને કેરીઓ વીણી લાવવા માટે શોરબકોર કરતાં કરતાં ટોળાં બાંધીને નીકળી પડયાં—

જુદા જુદા આંબાઓ તરફ સૌએ એકશ્વાસે દોટ મૂકી.

મિત્તિરનો બાર તેર વરસનો ગોકુળ શરીરે હૃષ્ટપૃષ્ટ હતો. તેની ઉંમરનાં ઘણાં છોકરા છોકરીઓ આસપાસના મહોલ્લાઓમાંથી દોડી આવ્યાં. બધાંયે પછી એક વાડીમાં પેઠાં. વાડીનું નામ હતું બીલીવન. વાડીનું આવું નામ પડવાનું પણ એક ખાસ કારણ હતું. એ વાડીમાં એક ઘણું જૂનું બીલીનું ઝાડ હતું. એ ઝાડમાં કોઈ એક શાંત સમજુ બ્રહ્મરાક્ષસનો વાસો છે એવી ઘણા વખતથી લોકોમાં વાતો ચાલતી હતી.

વાડીમાં પેઠા પછી છોકરાંઓએ પોતાને ફાવ્યું તેમ કેરીઓ વીણવા માંડી. પેલા જૂના બીલીના ઝાડની શાખા પ્રશાખાઓને ભેદીને એક જામફળી ઊગેલી હતી. છોકરાં કેરીઓ વીણતાં હતાં, એટલામાં એ જામફળીની એક ડાળી ઓચિંતાની કડાક કરતી તૂટી પડી. તરત જ બધાં છોકરાંઓ ચીસ પાડી ઊઠયાંઃ 'બાપરે! ભૂત!'

છોકરાં એવાં બીધાં કે ખોળામાંથા કેરીઓ ફેંકી દઈને નાઠાં, ને વાડીમાંથી બહાર રસ્તા પર જઈને ઊભાં ત્યારે તેમણે શ્વાસ હેઠો મૂક્યો. એ છોકરાઓનો ધક્કો લાગતાં, બીજા મહોલ્લાના સત્યચરણ સરકારની ભાણી આઠ વરસની લક્ષ્મી સાંકડી પગદંડીમાં ગલોટિયું ખાઈને પડી ગઈ. કંઈક ભયથી અને કંઈક પડવાને લીધે વાગવાથી, ચીસેચીસ પાડવા માંડીઃ 'ઓ બાપરે! મરી ગઈ રે!'

ઘોષ કૃષકના બે દીકરા સુરો અને ગદાઈ, ગોકુળના સાથીદાર હતા. તે બંને અને ગોકુળ પોતે તે વખતે લક્ષ્મીની પાછળ આવતા હતા. એ ત્રણેમાંથી એકે વીણેલી કેરીઓ ફેંકી દીધી નહોતી, પરંતુ બધાઓની સાથે તેમણે પણ વાડીમાંથી બહાર નીકળી જવા માટે દોડવા માંડ્યું હતું.

ત્રણેએ લક્ષ્મીને ઊથલી પડતી જોઈ. એકદમ ગોકુલ તેની પાસે દોડી ગયો. તેણે એક હાથનો ટેકો દઈ લક્ષ્મીને પકડીને બેઠી કરી. જોયું તો લક્ષ્મીને હાથે ને પગે ઘણી જગાએ છોલાઈ ગયું હતું, અને હોઠ ફાટી ગયો હતો, તથા એમાંથી લોહી નીકળતું હતું. વળી, રસ્તામાંનાં ઝાંખરાંમાં ભરાઇને એની અડધી ગંદી ઓઢણી પણ થોડીક ફાટી ગઈ હતી. એ જોઈને ગોકુળને ખૂબ લાગી આવ્યું.

પગના ઘૂંટણમાં જરા વાગેલું હોવાને લીધે લક્ષ્મીમાં ઊભી થઈને ચાલવાની શક્તિ નહોતી. તેથી ગોકુલે મોટા ગદાઈને ત્રણે જણની કેરીઓ ઉપાડી લેવાનો હુકમ કર્યો, અને નાના સુરોને લક્ષ્મીનો એક હાથ પકડવાનું કહ્યું. લક્ષ્મીનો બીજો હાથ તેણે પોતે ખૂબ કાળજીપૂર્વક પકડ્યો. આવી રીતે તેણે તેને બહાર લઈ જવાનું કર્યું. જતાં જતાં ખૂબ લાગણીભર્યા અવાજે તેણે લક્ષ્મીને પૂછ્યું: 'બહુ વાગ્યું, નહિ લક્ષ્મી?'

લક્ષ્મીએ ડૂસકાં ભરી ભરી રોતાં રોતાં હા કહી કે ના કહી તેની કાંઈ સમજ પડી નહિ.

બહાર આવીને ગોકુલ તેને એક તળાવડી પર લઈ ગયો. ત્યાં પાણીમાં પોતાનું ધોતિયું ભીનું કરીને તેણે લક્ષ્મીના હોઠમાંથી નીકળતું લોહી લૂછી નાખ્યું. પછી તેને લઈને તે ચાલ્યો, અને લક્ષ્મીના ઘરના દરવાજા આગળ આવી પહોંચ્યો. હવે વંટોળીઓ શમી ગયો હતો. સાંજનો અંધકાર ધીમે ધીમે ગાઢ બનતો જતો હતો. પંખીઓએ ડાળે ડાળે પોતાનું સ્વાભાવિક સંધ્યા સ્તોત્ર શરૂ કરી દીધું હતું. લક્ષ્મીની વિધવા મા સરસ્વતી, તે વખતે, છોકરાના આવવાની વાટ જોતી ઊમરામાં બેઠી હતી, અને ઘરમાં બેઠા બેઠા સત્યબાબુ ચલમમાં દેવતા પૂરી ગાંજો ફૂંકવાની તૈયારી કરતા હતા.

એવામાં ગોકુલ લક્ષ્મીને લઈને આવી પહોંચ્યો. છોકરીની આ દશા જોઈ, તથા ગોકુલની પાસેથી બનેલી બધી બિના જાણી, સરસ્વતી ગોકુલને સેંકડો ધન્યવાદ આપવા લાગી. પરંતુ એટલામાં દડ દડ વરસાદ પડવા માંડયો, એટલે સરસ્વતીએ એ ચારેને પોતાના ઘરમાં બોલાવી લીધાં.

: ૨ :

આ ગોકુલ મિત્તિર કલકત્તામાં, પેલા મહોલ્લાના ઐાઝનાં ગૃહિણી મનોરમાના પિતાને ત્યાં રહીને, હેર–સ્કૂલમાં ભણતો હતો. આને લગતો કંઈક પૂર્વ ઇતિહાસ છે તે અહીં કહેવો જોઈએ—

અભાગણી મા–કુસુમ અને એક માત્ર ફોઈબા નારાયણી સિવાય આ સંસારમાં ગોકુલનું પોતાનું કહી શકાય એવું કોઈ સગું નહોતું. ગોકુલ અગિયાર વરસનો હતો તે વખતે તેના પિતા પરાણ મિત્તિરે એક સર્વનાશક કોરટકજીયામાંથી કેવી રીતે પોતાનું ઘર અને થોડી ઘણી જમીન બચાવી લીધાં હતાં, અને એ બચેલાં ઘર જમીનમાંથી પરાણની વિધવા બહેન અને વિધવા પત્ની કેવી રીતે ગોકુલને ખવડાવી પીવડાવી મોટો કરતાં હતાં એની કેવળ એમના અંતરાત્માને જ ખબર હતી.

પતિની પાસેથી નારાયણી લખવા વાંચવાનું શીખી હતી. અને એ શીખી હતી ત્યારથી તેના મનમાં એક ધારણાએ ઘર કર્યું હતું. એ ધારણા એ હતી કે ભણ્યા ગણ્યા વગર માણસ 'માણસ' થઈ શકતો નથી; વળી પુરુષ આદમી જો લખતાં વાંચતાં ન શીખે, તો તે જીવનમાં કદી પણ આગળ આવી શકતો નથી. આવી ધારણાને લીધે પાંચમું વરસ પૂરું થતાં ન થતાંમાં તેણે ગોકુલને હાથમાં ખડી આપી પોતે શિક્ષિકા બની હતી, અને રાત ને દિવસ છોકરાની પાછળ ગાંડાની પેઠે મંડી રહેતી હતી.

આવી રીતે ગોકુલનું ભણવાનું ચાલતું હતું. ભણાવતાં ભણાવતાં

ઘણીવાર નારાયણી આખી બની વિચારમાં પડી જતી કે જે ભણતાં તેને આકરી મોટી ઉંમરે પણ કેટકેટલાં વરસ લગી કેટકેટલી મહેનત કરવી પડી હતી, તે આ દૂધમલ દાંતનો છોકરો, થોડા દિવસમાં જ શીખી ગયો હતો — કોણ જાણે એ કેવી રીતે શીખી ગયો હશે!

પણ ગોકુલે લખવા વાંચવાની બાબતમાં ફોઇબાને હરાવવા માંડ્યાં, ત્યારે તો ફોઇબાના આનંદનો અને ગર્વનો પાર રહ્યો નહિ.

આ તરફ ગોકુલે વિચાર્યું કે હું ભણી ઊતર્યો છું. હવે મારે મેડા ઉપર સાદડી પાથરી ફોઇબાની સામે અદબ વાળીને ભણવા બેસવાનું રહ્યું નથી. કારણ કે હવે આ દુનિયામાં મારે કશું જ મોટે કરવાનું બાકી રહ્યું નથી.

પરંતુ એક દિવસ એણે જોયું તો પેલા મહોલ્લાની પાઠશાળાનો અવિનાશ પંડિત પોતાને ઘેર આવજા કરવા લાગ્યો છે, એને જોતાં એનો ભ્રમ ભાંગ્યો. ગમે તેમ, પણ ગોકુલ પાઠશાળામાં દાખલ થઈ ગયો. શરૂઆતમાં તે બધા છોકરાઓ કરતાં સારું વાંચી શકતો. વૃદ્ધ ગુરુ મહાશય, આ જોઈ એવા ખુશ થઈ ગયા હતા, કે તેઓ નિશાળમાંથી ઘેર જતી વખતે, ખાસ તકલીફ લઇને, ગોકુલની ફોઇબાને મોં દેખાડતા જતા.

ગુરુ મહાશયને મોઢે ગોકુલનાં વખાણ સાંભળી સાંભળીને નારાયણીનું ચિત્ત આનંદથી ચંચળ બની જતું, ને ફરી ફરીને બોલી ઊઠતું કે દુનિયામાં ઘણાને છોકરાં છે, પરંતુ મારા ગોકુલના જેવું લખતાં વાંચતાં કોઈને આવડતું નથી!

જગતમાં કોઇનો પણ ગર્વ રહ્યો નથી એ વાત વિધવા નારાયણી શી ખબર કેવી રીતે ભૂલી ગઈ હશે! કારણ કે, બીજું એક વરસ થતાં ન થતાંમાં, એટલે કે ગોકુલ શત્રુના મોંમાં આંગળાં ઘલાવી, તેમને નીચું જોવડાવી દશ પૂરાં કરી અગિઆરમા વરસમાં પગ દે એટલામાં તો તેનાં પિતા પરલોક સિધાવ્યા.

આ અરસામાં ભાઈનું મરણ થયું એથી તો ખરું જ, પણ એક બીજા કારણને લીધે પણ નારાયણીના માથા ઉપર વજ્રઘાત થયો હતો. તે કારણ હતું છોકરાના ભણતરનો કંઈક સારો બંદોબસ્ત કરવાનું. અવિનાશ પંડિતની પાઠશાળામાં છોકરાને હવે આગળ ભણવાનો અવકાશ નથી એ જોઈ, અને બકનાહાટી ગામની આસપાસનાં બે ત્રણ ગામોમાં બીજી કોઈ નિશાળ ન હોવાથી નારાયણી ચિંતાતુર બની ગઈ હતી.

છેવટે બહુ વિચાર કરી કરીને, ઘણા દિવસ સુધી મનની સાથે તર્કવિતર્ક કરીને તેણે એવું નક્કી કર્યું હતું કે ભાઈને મોકલીને કોઇ હોશિયાર માણસની દેખરેખમાં છોકરાંને કલકત્તા મોકલી દેવો; તેનું ખાવા પહેરવાનું ને ચોપડીઓનું ખરચ મોકલવું, છોકરો એમને ઘેર રહીને ભણેગણે, અને નિશાળમાં રજાઓ પડે ત્યારે ગામમાં આવે.

પરંતુ આ દરખાસ્ત 'હમણાં કહું, હમણાં કહું', કરતાં કરતાં કદી કહેવાઈ જ નહિ–ભાઇ પરલોક સિધાવ્યા.

એટલે નારાયણી મધ્યસાગરે વિખૂટી પડી ગઈ.

બીજી પણ એક વાત છે.

પરાણુ મિત્તિરના મૃત્યુ પહેલાં જે મુકદ્દમો ચાલતો હતો, તે શાનો હતો તે પણ જાણવા જેવું છે. એક ગરીબ માણસ ઉપર અત્યાચાર થયો હતો, અને પરાણુમિત્તિર એ અત્યાચારની સાચા થયા હતા, કેવળ નિઃસ્વાર્થભાવે પરાણુ મિત્તિરના હૃદયમાં આવા તો બીજા ઘણા ગુણ હતા, એથી કરીને આ બકનાહાટી ગામમાં ભાગ્યે જ એવું કોઈ માણસ હશે જે મનમાં મનમાં પરાણુ મિત્તિરના વખાણ ન કરતું હોય !

પરાણુ જીવતો હતો તે અરસામાં, તેમની એક દૂરની સગી બીજા ફળિયાના ઓઝ ઘરની ગૃહિણી મનોરમા જ્યારે નારાયણીને મળવા આવતી, ત્યારે તેને કહેતી: 'તમે ગમે તે કહો, દિદિ! પરાણુ દાદાએ જે કંઇ કર્યું છે તે બધુ પારકાઓને માટે જ કર્યું છે,

પારકાનું દુઃખ પોતાને માથે ઝીલી લેનારો એમના જેવો બીજો મેં જીંદગીમાં કોઈ જોયો નથી. મારા ઘરવાળાના માટે પણ એમણે કંઇ થોડું કર્યું છે?' વગેરે.

આથી મનોરમાએ પોતાના નાના ભાઈ રેવતી મોહનને બોલાવ્યા, અને અનાથ ગોકુલને કલકત્તા પોતાના બાપના ઘેર મોકલી દીધો. તે પછી થોડા દિવસે સમાચાર આવ્યા કે હેરસ્કૂલના એક શિક્ષક, મનોરમાના વચલા ભાઈ વિનય બાબુએ ગોકુલને પોતાની નિશાળમાં દાખલ કરી દીધો છે. લોકોને આ સમાચાર બહુ નવાઈના લાગ્યા નહિ.

તે દિવસથી આજ બે વરસ થયાં, ગોકુલ કલકત્તામાં રહીને ભણેગણે છે. નારાયણીએ એક વખત તેનો ખોરાક પોષણના પૈસા મોકલવા કહ્યું હતું, પરંતુ બોઝનાં ગૃહિણીએ એનો એવા સખત શબ્દોમાં વિરોધ કર્યો હતો કે ફરી નારાયણી કશું બોલી જ શકી નહોતી.

: ૩ :

ચાર વરસ પછીની વાત કહું છું.

આ ચાર વરસના ગાળામાં ગોકુલ અને લક્ષ્મીની વચ્ચે અતિશય ભાવ જામ્યો છે. એ બંને બે માતાનાં સંતાનો છે એ વાત જાણે ગામના લોકો ભૂલી જ ગયા છે એમ કહીએ તો ચાલે. તેમ છતાં હમણાંનાં હમણાંનાં. થોડાક દિવસથી, ગોકુલ અને લક્ષ્મી સાથે બહુ જોવામાં આવતાં નથી. અને એનું કારણ એ છે કે આજકાલ નકામો વખત ન બગાડતાં, ગોકુલ પોતાનો ઘણોખરો વખત અભ્યાસ પાછળ જ કાઢવાનું પસંદ કરે છે.

અને, લક્ષ્મી ?

એ પણ ઉંમરમાં અને બુદ્ધિમાં ઘણી વધી ગઈ છે તો પણ એના શરીરનો બાંધો જોઇને ન લાગે કે આવતા જેઠ મહિનામાં એને તેર વરસ પૂરાં થશે. રમવાનું તો એણે ઘણા વખતથી જ છોડી દીધું હતું. અને બેઠાં બેઠાં વખત જતો નહોતો, એટલે એણે અક્કલ દોડાવી હતી–ચોપડી લઈને મામાની પાસે નિયમિત ભણવા બેસતી. એટલે એ પણ આજકાલ 'ગોકુલદા'ની સાથે વાતોચીતો કરવાને બહુ વલખાં મારતી દેખાતી નહિ.

આ બધાં કારણો ઉપરાંત, તેઓ પહેલાંની પેઠે હવે ભળતાં હળતાં નહોતાં, તેનું એક બીજું પણ સૂક્ષ્મ કારણ હતું, અને તે એ હતું કે થોડા દિવસથી, લક્ષ્મી તેના ગોકુલદાને જોઈને કોણ જાણે કેમ મનમાં મનમાં કંઈક સંકોચ અનુભવતાં શીખી હતી.

આ વરસે બીજા ધોરણની વાર્ષિક પરીક્ષા આપીને આજે લગભગ આઠ દશ દિવસ થયાં ગોકુલ ઘેર આવ્યો હતો. આટલા દિવસમાં એક પણ વખત તે લક્ષ્મીને ઘેર ગયો નહોતો. આથી લક્ષ્મીને તેના પર રીસ ચડી હતી કે નહિ તે કોણ જાણે, પરંતુ એ પણ માનું શરીર સારૂં નથી એ નિમિત્તે પણ, કોઇની પાસેથી ગોકુલના સમાચાર જાણવાની કોશીશ કરતી નહિ. અને કરે પણ કેવી રીતે? આજ બે ત્રણ માસ થયાં, તે પોતાના જ ઘરકામમાં એટલી રોકાઇ પડી છે. વાસણ માંજવાથી માંડીને બે વખત ભાત રાંધીને મામાના ભાણામાં પીરસવો, અને માંદી માને કાંજી કરીને ખવડાવવી, આવાં બધાં એનાં રોજનાં કામ થઇ પડયાં છે, એમ કહીએ તો ચાલે.

પરંતુ ઈશ્વરથી દયાથી એક સાથે પાંચ છ દિવસથી વધારે તેને આવું ઘરકામ કરવું પડતું નહિ. મા જરાક સારી થતી કે છોકરીને થોડા દિવસ છૂટી મળી જતી. વાત એમ હતી કે થોડા દિવસથી સરસ્વતીને એવો તાવ લાગુ પડયો હતો કે કોઇ મહિનામાં એક વખત તો કોઇ મહિનામાં બે વખત તે તાવમાં પટકાઈ પડતી.

આજે ભાત ખાઇને દાદા બહાર ગયા હતા. લગભગ અગિયાર વાગ્યા હશે. તેવામાં સરસ્વતીએ બૂમ મારી: ! 'ઓ લક્ષ્મી ! જરા અહીં આવ તો, મા !'

છોકરી રસોડામાં બોલી: ! 'શું કામ છે, મા? આવું છું ! હમણાં કાંજી કરી આપું છું.'

થોડીવાર પછી તેણે માના ઓરડામાં આવીને કહ્યું ! શું કહે છે મા! કાંજી લઇ આવું ?'

'ના મા ! તું અહીં આવીને બેસ !'

'બેસવાનો કયાં વખત છે, મા ! મારે કેટલું કામ પડયું છે ?'

બોલતાં બોલતાં તે માના ઓશીકા આગળ બેસી પડી, અને તેના માથા પર હાથ ફેરવવા લાગી.

શિયાળાનો વખત હતો–ઘરની બારીઓ ઉઘાડી હતી. તડકો આવીને માંદી સરસ્વતીના માથા ઉપર પડતો હતો.

સરસ્વતીએ કહ્યું: 'હાં રે, ગોકુલ આવ્યો છે?'

'હા, મા!–કહે છે કે આવ્યો છે.'

'તો એમ કેમ–આપણે ઘેર કેમ દેખાયો નહિ?'

'શી ખબર કેમ ન આવ્યો!'

બરાબર આજ વખતે ગોકુલે આંગણામાંથી બૂમ મારી: 'એઈ લક્ષ્મી! ક્યાં છે?'

સરસ્વતી એકદમ ઊઠીને બેસવાની કોશીશ કરતાં કરતાં બોલી: 'આવ ભાઈ! આવ! હું હમણાં તારી જ વાત કરતી હતી. કહું છું, આજ કેટલા દિવસથી તું ઘેર આવ્યો છે, પણ અહીં આટલા દિવસ દેખાયો કેમ નહિ?–તારી માશીમાને એટલામાં ભૂલી ગયો કે શું!'

ગોકુલે હસતાં હસતાં ઊંમરો ઓળંગતાં કહ્યું: 'એ શું બોલ્યાં માશીમા!–આ શું? તમને તાવ આવે છે શું?'

'હા, ભાઈ! તાવનું હવે શું કરૂં?–હવે તો નથી રહેવાતું.' સરસ્વતીએ કહ્યું.

'તે આવા તાવવાળા શરીરે પાછું રાંધવું પડે છે?' ગોકુલે પૂછ્યું.

'ના, મારા રતન! તો તો હું ક્યારનીયે પહોંચી ગઈ હોત! ઊભા થવાનું તો શરીરમાં જોર રહ્યું નથી, પછી રાંધવાની ક્યાં વાત કરે છે!'

'તો પછી ચૂલો કોણે સળગાવ્યો?'

'હું માંદી છું એટલે લક્ષ્મી બધું રાંધવા કરવાનું કરે છે ખરીને, ભાઈ! એ હતી એટલે તો હું આટલા દિવસ જીવતી રહી, ભાઈ! નહિ તો ક્યારનીયે મરી ગઈ હોત!' સરસ્વતીએ કહ્યું.

'ઓહ — તું રાંધે છે એમ, લક્ષ્મી? એટલે આમ મૂંગી મૂંગી બેઠી છે! જુઓ જુઓ, માશીમા! શરમાય છે! તે આ તો સારું કામ છે, સારા કામમાં શરમાવાનું કેવું?'

લક્ષ્મી બોલી ઊઠીઃ 'હા, શરમ આવે છે!'

'તો શું તું નથી શરમાતી? જુઓ જુઓ માશીમા, એનું મોં તો જુઓ—' ગોકુલે કહ્યું.

માશીમાએ કંઈ જવાબ દીધો નહિ. માત્ર જરા હસી.

આ પછી થોડી આડી અવળી વાતો કર્યા પછી ગોકુલે કહ્યુંઃ 'માશીમા, જરા બેઠાં થાવ ને!'

સરસ્વતી સમજી જઈને બોલીઃ 'રહેવા દે, ભાઈ! મને હવે પ્રણામ કરવાની જરૂર નથી!—'

'જીવતો રહે, સુખમાં રહે, સોનાનાં ખડિયો કલમ થાઓ!" આવા અનેક આશીર્વાદ આપ્યા.

લક્ષ્મી આ પહેલાં ગોકુલને ખબર ન પડે તેમ રસોડામાં જતી રહી હતી.

ગોકુલ સરસ્વતીના આશીર્વાદ માથે ચડાવી ઘરમાંથી બહાર નીકળતો હતો, એવામાં એની નજર રસોડામાં પડી. જોયું તો લક્ષ્મી અનુભવી ગૃહિણીની પેઠે રસોડામાં બેસીને સળગતા ચૂલા પર તાવડી ચડાવી કાંજી બનાવતી હતી.

એ જોઈ ગોકુલે હસીને કહ્યુંઃ 'વાહ રે લક્ષ્મી! તું તો ખરેખરી ગૃહિણી બની ગઈ લાગે છે!'

લક્ષ્મી આંખો ઉપરથી વાળને સરખા કરી ગોકુલની પેઠે જ છોકરમત કરી હસતાં હસતાં બોલીઃ 'અને તું?'

એના બોલવાનો ભાવ એ હતો કે તું પણ લાંબો કોટ અને જૂતાં ચઢાવીને બાબુ જેવો નથી થયો?

ગોકુલ હસતો હસતો ચાલ્યો ગયો.

: ૪ :

વાર્ષિક પરીક્ષા થઈ ગઈ હતી, પરન્તુ, તે પછી એન્ટ્રન્સ પરીક્ષાની તૈયારીઓ કરવાની હતી. એટલે આવતે વર્ષે રજાઓમાં ઘેર આવવાનું બને તેવો ખાસ સંભવ નહોતો. આમ વિચારી ગોકુલે આ વખતે થોડા દિવસ ઘેર રહી જવાનું નક્કી કર્યું.

ઉપલા બનાવને મહિનો થયો હશે. તે પછી એક દિવસ બપોરે જમવાનું જમાડવાનું પતી ગયા પછી, નારાયણી અને કુસુમ બંને ઘરનું નીચેનું કામ પૂરું કરી મેડા ઉપર જઈને બેઠાં હતાં.

ગોકુલ ભોંયતળિયાના પોતાના નાનકડા અભ્યાસખંડમાં બેઠો બેઠો મનમાં મનમાં ગણગણતો હતો—

ફરી ક્યારે દેખા દેશે, મા !

ઓ ઉમા !

એવામાં ઓચિંતાની લક્ષ્મી બારણાં ઉઘાડી અંદર આવી.

ગોકુલ ઊઠી બેઠો થઈને બોલ્યો: 'કેમ રે, કોની સાથે આવી ?'

'મા અને અમારાં પડોશણ પેલાં દિદિમાની સાથે—' લક્ષ્મીએ કહ્યું.

'કેમ આવવું થયું ?'

'કોણ જાણે ! આ શું ગોકુલદા—આ તે, વાહરે વાહ ! જોઉં જોઉં, ઊતારો ને !—'

'એ મારો ફોટો છે' એમ કહી ગોકુલે તે દીવાલ ઉપરથી ઉતાર્યો.

'ફોટો શું?' કહી લક્ષ્મી ફોટો હાથમાં લઈ ફેરવી ફેરવીને જોવા લાગી. પછી ફોટો શું છે એ સાંભળી તેમાં કંઈ ખામી શોધી કાઢવાનો તે પ્રયત્ન કરવા લાગી. પરંતુ ડાબી આંખની ઉપર પડવાથી વાગેલાની નિશાની હતી, તે પણ ફોટામાં સાફ સાફ દેખાતી જોઈને તેણે હાર કબૂલ કરી.

તે બોલી: 'ઠીક ભાઈ, સરસ છે!'

ગોકુલ ફોટો હતો ત્યાં મૂકી દઈ ફરીથી બોલ્યો: 'કેમ આવ્યાં છે માશીમા?'

'કહું તો ખરું કે મને ખબર નથી!'

આટલું બોલતાં બોલતાં કેમ આવ્યાં છે તેનો વિચાર કરતાં શરમથી મોં લાલ લાલ થઈ ગયું.

ગોકુલે કહ્યું: 'મને ખબર છે.'

અનિચ્છા છતાંયે લક્ષ્મી બોલી પડી: 'તો કહો કેમ, આવ્યાં છે?'

ગોકુલ સ્વાભાવિક ભાવે બોલી પડયો: 'તારી સાથે મારાં લગ્ન થવાનાં છે.'

લક્ષ્મીનાં આંખ મોં લાલ થઈ ગયાં. તે બોલી: 'જાઓ!'

ગોકુલ અત્યારે સત્તર અઢાર વરસનો શિક્ષિત યુવક થયો હતો એ ખરું, પરંતુ તેનો સ્વભાવ તો હજી પણ બાળકના જેવો જ હતો. અને કોઈ કોઈ વખત તો તે એવું કરી બેસતો હતો કે ઘણાં બાળકો પણ એવું કરતાં શરમાય.

તેથી હજી પણ તે ખૂબ સ્વાભાવિક ભાવે બોલ્યો: 'સાચું કહું છું, સાવ સાચું કહું છું—તું જોજે. માને અને ફોઈબાને વાતો થઈ હતી તે મેં સાંભળી છે. એટલે તો તારી મા અમારે ઘેર આવી છે. વિવાહ થઈ જાય તો બહુ સરસ, નહિ લક્ષ્મી?'

આ વખતે પણ લક્ષ્મીએ પહેલાં કરતાં વધારે ચીડ બતાવી. રીસમાં 'જાઓ!' બોલીને તે ચૂપ રહી.

આ જોઈ ગોકુલ વધારે જુદે ભરાયો. તે બોલ્યો: 'ઠીક, તો તું શું ધારે છે, સારૂં કે નહિ, બોલ!—નહિ બોલે તો નહિ છોડું.'

આમ કહી પાસે આવી તેણે તેનો એક હાથ પકડી લીધો.

લક્ષ્મી મહામુસીબતમાં પડી.

આ 'પાગલ' ને શો જવાબ દેવો? પરંતુ બીજો ઉપાય ન દેખાવાથી તેણે શરમને બાજુએ મૂકી જવાબ દીધો: 'હા-હા—જાઓ.'

ગોકુલે રાજી થઈ તેનો હાથ છોડી દઈ કહ્યું: 'પક્કી લાગે છે અત્યાર સુધી કેમ 'ના' કહેતી હતી! હેં, લક્ષ્મી, તું મારી વહુ થઈશ ને?'

આ શબ્દો ગોકુલના મોંમાંથી નીકળતાં જ લક્ષ્મીના હૃદયમાં કંઈ કંઈ થઇ ગયું. તેના શરીરનું બધું લોહી જાણે મોં ઉપર દોડી આવ્યું હોય એવું લાગ્યું. તેણે એકદમ ગોકુલના મોં પરથી પોતાની નજર ફેરવી લીધી.

શું કરવું તે ન સૂઝવાથી તે બોલી ઊઠયો: 'જા, લક્ષ્મી જા. —તું મારા ઓરડામાંથી જતી રહે—આપણે હવે મોટાં થયાં.—છી! તું કેમ કરી—'

લક્ષ્મીને એવું થયું પણ ખરું કે અહીંથી મોં છુપાવીને ભાગી જાઉં! તેમ છતાં, કોઈએ જાણે તેને, એવી જ રીતે મોં છુપાવી સૂનમૂન બેસી રહેવાનો હુકમ કર્યો હોય એવું એને લાગ્યું.

આ જોઈ ગોકુળને ખૂબ જ ગભરામણ થઈ. તે બોલી ઊઠયો: 'કેમ રે, હજી તું ઊભી રહી છે,—કહું છું એકદમ—'

લક્ષ્મી ત્યાંથી જતી રહી.

પાંચ છ દિવસ પછી, એકાદ વરસથી યે વધારે વખત માટે, ગોકુલ કલકત્તા જવા નીકળવાનો હતો. નીકળવાના આગલા દિવસે

સાંજે, ગોકુલ પોતાની ભાવિ સાસુમાના આશીર્વાદ લેવા માટે એમને ઘેર ગયો. પરંતુ લક્ષ્મી તેને દૂરથી જ પ્રણામ કરી, માની પાછળ સરકીને ઊભી રહી. એક અક્ષરે તે બોલી નહિ.

આ જોઈ ગોકુલ હસી પડી સરસ્વતીને સાક્ષીમાં ખેંચતો બોલ્યો: 'તમે કહો તો, માશીમા, લક્ષ્મી કેવી મૂરખ છે—મને જોઈને છુપાઈ જાય છે!'

સરસ્વતી વહાલ ભરી હસીને બોલી: 'તે છુપાઈ જ જાય તો, ભાઈ! ભગવાન કરે ને તું વહેલો વહેલો પાસ થઈને આવી જાય—લક્ષ્મી તારા ઘરની વહુ થઈને આવશે, ભાઈ! તારી ફોઈબાની સાથે પેલે દિવસે આ વાત નક્કી થઈ ગઈ છે!'

: ૫ :

વાત સાચી હતી.

અને તેટલી રીતે આ સંબંધ પાકો કરી નાખવામાં આવ્યો હતો. નારાયણીના મનમાં ઊંચા કુળમાં સંબંધ બાંધવાની વાસના હોવા છતાંયે, તેણે શા માટે આ ગરીબ ઘરની છોકરીને પોતાના ઘરમાં આણવાનું કબૂલ કર્યું હતું તેની તેને ખબર !

ગમે તેમ હો, પણ લક્ષ્મીનું ભાવિજીવન સુખ શાંતિથી ભરેલું વીતશે અને તે કેવા આનંદમાં વીતશે તેની બહુરંગી કલ્પનાઓ કરી કરી સરસ્વતીના હૃદયમાં આનંદનો ફુવારો છૂટતો હતો–બહાર કોઇ જાણતું નહોતું. પરંતુ જ્યાં સુધી ચાર હાથ એક થયા નથી, ત્યાં સુધી એ સંપૂર્ણ નિશ્ચિત નહોતી. તેને થતું, કંઈ કહેવાય નહિ, છોકરીઓનાં નસીબ ફૂટેલાં હોય છે!

આજે છ મહિનાથી ગોકુલ કલકત્તા ગયો છે. આ છ મહિના સરસ્વતીએ કેવી રીતે વીતવ્યા તે કેવળ તેનો અંતર્યામી જ જાણે છે. એક એક દિવસ હવે તેને યુગ જેવડો લાગતો હતો! કોણ જાણે ક્યારે વરસ પૂરું થશે, અને ક્યારે સાંભળવા મળશે કે ગોકુલ પાસ થઇને ઘેર આવ્યો છે!

વિધવા સરસ્વતીને આવી રીતે દિવસો ગણતી જોઈને એની ભાગ્યવિધાતા હોઠમાં હસતી હશે કે નહિ તે હું જાણતો નથી,

કારણ કે જે આશા આટલા દિવસ થયાં એના મનમાં ધીરે ધીરે વધતી રહી હતી, તે એક દિવસ એકદમ ટુકડા ટુકડા થઈને ભાંગી પડી !

એક દિવસ બપોરે નારાયણી સરસ્વતીને ઘેર આવી, અને એવી રીતે કંઈક વાતો કરી ગઈ કે તે પરથી સરસ્વતીને સમજાઈ ગયું કે આમાં દોષ બીજા કોઈનો નથી, પણ પોતાના જ નસીબનો છે. તેણે કોઈના ઉપર ગુસ્સો ન કર્યો, કે ખોટું ન લગાડયું. માત્ર એક વખત તેના મોંમાંથી શબ્દો નીકળી પડયાં. 'ઓ પ્રભુ! જો આવું તારા મનમાં હતું તો આજ લગી આશા આપી શું કરવા ?'

સાચેસાચ નારાયણીનો પોતાનો કંઈજ દોષ નહોતો. સંસારમાં કૃતજ્ઞતાના બદલામાં જો કોઈના હૃદયને દુઃખ દેવાની ફરજ પડે એ જો ગુનો ગણાય તો એ ગુનો એણે કર્યો હતો–એ જ એક નારાયણીનો દોષ હતો આ સિવાય, નારાયણી કંઈ દેવી નહોતી, બીજા માણસો જેવી તે પણ સાધારણ માણસ હતી.

વાત જરા સમજાવીને કરું

બીજા મહોલ્લાના ખાઝ ગૃહિણી મનોરમાના વચલા ભાઈ વિનયચંદ્ર ઘોષ મહાશયે ઘણા દિવસથી પોતાની નાની છોકરી અમિયા સુન્દરીને માટે એક સારો વર જોઈ રાખ્યો હતો. લોકો વાતો કરતા હતા કે આ વરસે એ છોકરો એફ. એ. ની પરીક્ષામાં પાસ થઈ જાય કે તરત શુભ લગ્ન સમાપ્ત થઈ જશે. પરંતુ બે મહિના પહેલાં, માત્ર ત્રણ જ દિવસના તાવમાં એ છોકરો ગુજરી ગયો.

આવો કુલીન વર હાથમાંથી જતો રહ્યો, પહેલા તો વિનય બાબુ બહુ ગભરાઈ ગયા. પછી બીજા વરની એમણે શોધ કરવા માંડી. પરંતુ બધી રીતે મન ઠરે તેવો વર કોઈ શોધ્યો જડયો નહિ.

પણ એક દિવસ, સરસ્વતીના નસીબના જ વાંકે એ બન્યું એમ કહેવું જોઈએ, નહિ તો એ બનવું બિલકુલ અસંભવિત હતું–તેમણે મનમાં મનમાં ગોકુલની જ પસંદગી કરી. પછી એક દિવસ કન્યાને લઈને તેઓ બકનાદાટી આવી પહોંચ્યા, ને બહેન મનોરમાની મારફત નારાયણીને પકડી.

નારાયણી ના કહી શકી નહિ, અને ના પાડવાનું કોઈ યોગ્ય કારણ પણ તેને જડયું નહિ. અને સાચું કહેવું હોય તો એ પણ કહેવું જોઇએ કે એવું કોઇ કારણ જડયું હોત તો પણ તે આ સંબંધની ના પાડી શકત કે કેમ તે વિષે સંદેહ છે. કારણ કે છોકરીનું મોં જોઇને તે ચકિત થઈ ગઈ હતી–માણસની છોકરીને આવું રૂપ હોય ખરું ? વળી એ કુળ કેવું ! કુળમાં પૈસો કેટલો ! આમાં પૂછવાનું જ ક્યાં હતું ! એ પછી પયઠણની વાત થઈ. અધર મિત્તિરના કુળમાં કોઇએ પણ છોકરાના લગનમાં કદી પણ પૈસો લીધો નહોતો, એટલે ગોકુલના લગનમાં પણ કશું લેવાય કેવી રીતે ? એ ગમે તેમ, પણ વિનયબાબુ એટલાં બધાં ઘરેણાંનાં નામ બોલી ગયા કે એ કંઇ નાનીસૂની રકમ નહોતી !

આ બધું જોઈ કરીને નારાયણીને થઇ ગયું કે આ હું સ્વપ્નું તો જોતી નથીને ? આ શું સંભવિત છે ? અમારી આર્થિક અવસ્થાની વાત, ધારો કે વિનયબાબુને કંઇ વિચારવા જેવી નથી લાગતી, કારણ કે, પંડિતો કહે છે કે સમજુ માણસો, સારું પાત્ર જોઇને છોકરીને ઝાડ હેઠળ મૂકી આવતાં પણ પાછું વળીને જોતા નથી. પરંતુ મારા ગોકુલમાં એવું છે શું કે તેઓ એના પર આટલા બધા મુગ્ધ બની ગયા છે !

આવો વિચાર કરતાં, છેવટે તેણે એ સંબંધનો સ્વીકાર કર્યો એટલું જ નહિ, પણ તે ફરી ફરીને એમ બોલતાં અચકાઇ પણ નહિ કે અમે તો ઘરમાં બે વિધવાઓ છીએ, પણ અમારા નસીબમાં

આ સુખ જોવાનું ભગવાને લખ્યું હશે, નહિ તો આવી અસંભવિત ઘટના બને કેવી રીતે?

આ બોલતાં બોલતાં અભાગિની સરસ્વતી તેને યાદ આવી ગઈ. તેની આંખો આંસુથી છલકાઈ આવી. તે મનમાં મનમાં બોલીઃ એને 'ના' કેવી રીતે કહેવાશે—ગોકુલ આટલી સારી દશાએ આવ્યો એનો જશ તો એને છે!

ઘણા દિવસથી ગોંદલપુરના જમીનદાર શ્રીયુત મદનમોહનરાય હાલદારને પોતાના ગામની નજીકમાં કોઈ નિશાળ નહોતી તેથી બહુ ખરાબ લાગતું હતું. પરંતુ આટલા દિવસ સુધી કેમ તેઓ પોતાનો એ મનોરથ પાર પાડી શકયા નહિ તે કહેવું કઠિન છે. આજે લગભગ ત્રણ મહિના થયાં, અકનાહાટીના પૂર્વ તરફના સીમાડામાં ત્રણચાર ગામડાં જોડાજોડ આવેલાં હતાં, અને તેની વચમાં એક મોટું મેદાન હતું. આ મેદાનમાં એક લાંબું પહોળું પાકું મકાન તૈયાર થવાનું છે. એ તૈયાર કરવાની બાબતમાં સત્યબાબુને પણ ખાસ કંઈ સંબંધ હતો. ગંજેરી હોવા છતાં પણ તેઓ ખૂબ વિશ્વાસુ માણસ હતા. આથી કરીને સુશિક્ષિત જમીનદાર મદનબાબુએ પોતે બહુ નાનકડા જમીનદાર હોવા છતાં પણ ઈંટો ને લાકડાંનો હિસાબકિતાબ રાખવાનું કામ તેમણે સત્યબાબુને સોંપ્યું હતું. સત્યબાબુ દરરોજ સવારે દશ વાગે જતા, ને સાંજ સમે ઘેર પાછા આવતા.

તે દિવસે પણ સાંજ સમે તેઓ ઘેર પાછા આવ્યા. સરસ્વતીની પાસેથી સમાચાર સાંભળી તેમને મનમાં ખૂબ જ આઘાત થયો હતો. પરંતુ બહારથી તેમણે જરા જેટલી પણ અસ્વસ્થતા દેખાવા દીધી નહિ ઉલટું તેમણે કહ્યું: 'જે બની ગયું તેની આટલી રોકકળ કરવાથી શો ફાયદો છે, બહેન? છોકરી તેર વરસની થઈ, તો ભલેને થઈ—હું એક મહિનામાં એના કરતાંયે સારો વર શોધી કાઢીશ. તું

ડ નહિ, બહેન, મને કોઇ મારવા ફૂટે તે ગમતું નથી એ તો તું જાણે છે.'

સરસ્વતી પોતે પણ સમજતી હતી કે ખાલી રડવાથી શો ફાયદો છે! પરંતુ, તેમ છતાંયે તેનું મન રહી રહીને રડી ઊઠતું– કશાથી તે શાંત રહ્યું નહોતું. છોકરી આવડી મોટી થઈ ગઇ હતી, તે આજ લગી ગોકુલની આશામાં ને આશામાં માની નજરમાં જ આવ્યું નહોતું. આજે તેને એકદમ તેનું ભાન થયું, એટલે જાણે તેના માથા પર વીજળી પડી હોય તેવો તેને આઘાત થયો.

તે રડતી રડતી આગળ આવી, અને પોતાના બંને હાથમાં ભાઇના બંને હાથ પકડી બોલી:

'શું કરું, ભાઇ? જ્યાં સુધી કોઇ સારો છોકરો જડે નહિ ત્યાં સુધી મારે તો—'

સત્યબાણુ તેને બોલતી અટકાવી દુઃખી સ્વરે વચમાં જ બોલ્યાં: ભલે, પણ તું હમણાં તો રડતી બંધ રહે!'

લક્ષ્મીએ બધું સાંભળ્યું હતું, અને બધું તે સમજી પણ હતી. તેના મનની દશાનું વર્ણન નથી કરતો—વર્ણન કરવા જેવું તો પણ બરાબર કરી શકવાનો નથી. તે માને છાની રાખવા ક્યારની કોશીશ કરતી હતી, પરંતુ મા કશાથી છાની રહેતી નહોતી. વધ થયેલા બકરાના જેવો માનો તરફડાટ જોઈને તેની શરમ ક્યાંય ચાલી ગઇ હતી!

મામાની વાત સાંભળી માની ઉપર ગુસ્સે થઇને તે બોલી: 'રોવું હોય તો રો તારે હવે!—અમને શી પડી છે! રો ને માંદી પડ—પછી હું કશું કરવાની નથી તે કહી દઉં છું.'

સરસ્વતીની છાતી ભરાઈ આવી. તે જોરથી રોવા લાગી. 'માંદી પડવાનું શું કરવા કહે છે, મા! મરવાનું જ કહેને!—મરી જાઉં તો બધા દુઃખમાંથી છૂટું—'

બોલતાં બોલતાં તેણે અવાજ ધીમો કરી કંઇક વાત કરતી હોય તે હવે બોલી: 'નહિ તો તું મરી જા, મા!–મને નિરાંત થાય.'

આ શબ્દોમાં છોકરીને માનું હૃદયમાં શું ચાલી રહ્યું છે તે સ્પષ્ટ દેખાયું, એટલે તેણે પાલવમાં મોં છુપાવ્યું.

એક મહિનામાં ગોકુળના કરતાંયે સારો વર શોધી કાઢવાની વાત તો આઘી રહી, પણ શોધતાં શોધતાં ત્રણ મહિના વીતી ગયા, પણ એક કાણો લંગડો વર પણ હાથ લાગ્યો નહિ. આ પહેલાં જે એક બે મળ્યા હતા તે પણ ભાગી ગયા હતા. એટલે સત્યબાબુ ધીમે ધીમે વ્યાકુળ બનવા માંડ્યાં.

ભાઈને આવી રીતે નિરાશ થતાં જોઇ બ્હેનના હૃદયમાં કેવી લાગણી થતી હશે તે કહેવું અશક્ય છે.

પછી એક દિવસે ઓચિંતાના સત્યબાબુએ એવી એક ભયંકર પ્રતિજ્ઞા કરી નાખી કે એ સાંભળતાં સરસ્વતી થથરી ગઈ. પોતાના ભાગ્યવિધાતાને જીવનની છેલ્લી પ્રાર્થના કરતાં કરતાં તે મન મનથી બોલી: 'હે પ્રભુ! હવે મારા ભાઇને વધારે નિરાશ કરશો નહિ. કાણો કે લંગડો ગમે તેવો પણ વર એના હાથમાં આવજો—'

વિધવાની આ ખરા દિલની પ્રાર્થના ભગવાને બરાબર કાન દઇને સાંભળી હશે.

ત્રણ કલાકમાં જ ભાઈ પાછો આવ્યો. તેણે જાહેર કર્યું કે વર હાથ લાગ્યો છે, અને એવો વર છે કે માત્ર એમાં એક જ ખોડ છે, તે સિવાય દુનિયામાં આવો વર કેટલું પુણ્ય કર્યું હોય ત્યારે સાંપડે! લક્ષ્મીને એક દિવસ પણ પહેરવા ઓઢવાની ચિંતા કરવી પડવાની નથી—નથી સાસુ કે નથી નણંદી—એટલે એ કજીયા કંકાસ પણ લક્ષ્મીના નસીબમાં નથી.'

આમ શું શું નથી તેની ઘણી વાતો કહી નાખ્યા પછી, એ લાંબી પ્રસ્તાવના બાદ તેમણે જાહેર કર્યું કે પેલા મહોલ્લામાં શરદ ઘોષ છે તે આપણા જમાઈ!

સાંભળતાં જ આ શું થયું? સરસ્વતી ઘડીક પહેલાં તો કહેતી હતી કે ભગવાન! ગમે તેવો કોઈ વર શોધી આપજો! પણ હવે તે પોતાના જ એ શબ્દોને ભૂલી ગઈ અને મોંમાં પાલવ ઘાલી ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી.

સત્યબાબુ ગભરાઇને એને સમજાવવા લાગ્યા: ' ના બહેન, હવે આમાં ના કહેતી નહિ.—જે થયું છે તે ઠીક જ થયું છે, સરો! બાકી જરી વિચાર તો કરી જો, કે આવો આવો ગ વર ન મળ્યો હોત તો શું તું અત્યારે મારું મોં જોવા પામવાની હતી? શું કરું, બહેન, એક તો છોકરી ઉકરડાની પેઠે વધી ગઈ છે, અને ગામના પાંચ સાત શત્રુઓને વાતો કરવાની તક મળી છે,—તું શું આ નથી સમજતી? અને આવાં લગ્નો ક્યાં નથી થતાં? ઘણા આમ છોકરી-ઓને પરણાવે છે, આપણે ઓછા જ નવાઇના આ કરીએ છીએ?'

આમ અનેક દિલાસાનાં વેણ સાંભળી સાંભળી, અને પોતે પણ મનમાં બધું સમજતી હતી એટલે સરસ્વતી મૂંગી રહી.

પછી તેણે ઊંચું જોયું તો ભાઈની આંખોમાંથી પણ દડ દડ આંસુ પડતાં હતાં.

: ૬ :

છોકરાઓના ખરા દિલના ધન્યવાદ સાથે અવિનાશ પંડિતે આજે સાંજે જરા વહેલી નિશાળ બંધ કરી. પછી ઘણો રસ્તો ચાલીને તેઓ સત્યબાબુના ઘેર આવ્યા.

આંગણામાં પગ દેતાં જ તેણે બૂમ મારીઃ 'લક્ષ્મીની મા ક્યાં ગઈ?'

લક્ષ્મી રસોડામાં બહાર આવી. એને જોઈને અવિનાશ પંડિત બોલી ઊઠ્યાઃ 'ઓહ લક્ષ્મી! વાહ રે! તું આવડી મોટી થઈ ગઈ છે! તારી મા ક્યાં ગઈ? મામા ઘરમાં નહિ હોય!'

લક્ષ્મીએ દાદા ઠાકુરના પગમાં પડીને પ્રણામ કર્યાં પછી તે બોલીઃ 'હા મામા બાબુ બહાર ગયા છે. મા નદીએ ગઈ છે; હમણાં આવશે.'

બોલતાં બોલતાં ઘરમાં જઈ એક પાટલો લાવી તેણે ઢાળ્યો.

પાટલા પર બેસતાં બેસતાં અવિનાશબાબુ કંઈક પોતાના મનથી મનથી બોલ્યાઃ 'તે લાગશે સારૂં—અમારા શરદબાબુને ભલેને સાઠ ને સિત્તેર દેખાતાં હોય, પણ—ઉંમર બહુ નથી થઈ. હા, બહુ ઓછી યે નથી. ત્રીસથી તો ઓછી નથી જ.' એટલામાં સરસ્વતીને આવતી જોઈ તે બોલ્યાઃ 'ઓહ આવ્યાં? હું તમારી જ રાહ જોતો હતો—બસ! બસ! જયસ્તુ કલ્યાણ હો! તે સરસ્વતી બહેન, સત્યચરણને તો ખૂબ ગમી ગયું છે, નહિ? તમે શું કહો છો?

'મારે વળી એમાં શું કહેવાનું, બાબા ઠાકુર? જેની સાથે જેનું નિર્માણ થયું હશે તે કોઇ રદ કરી શકવાનું નથી. નહિ તો, એકવાર નક્કી થયેલું તૂટે ખરું?'

'કોની સાથે નક્કી થયેલાનું કહે છે? હરિપુરના—'

'ના, ના, આ મિત્તિરના ઘરનું કહું છું—કહું છું—'

'ઓ—ગોકુલની વાત કરો છો! તે જુઓ, લક્ષ્મીની મા! કહેવા જતાં તમને કદાચ ખોટું લાગશે,—પણ મને પૂછો તો મારે કહેવું પડશે કે એના કરતાં આ સંબંધ થયો એ જ ઘણો સારો છે. ગોકુલના ઘરમાં આજે છે શું, કહો! આ ઘર છે, અને તેય બે માળથી વધારે તો નથી, પછી બે ટુકડા જમીન હશે—એની આવક કેટલી? બેચાર બેડી ખાય એટલી જમીનમાંથી આવે ય શું? પરંતુ શરદ ઘોષ શણની દલાલી કરી ઓછું કમાયા છે એમ માનો છો? તે હોય જ ને, એને ખરચો વધારે નહિ—તોયે હાં, કોઇની ખોટી વગોવણી ન કરવી જોઇએ! ખરચો નહિ એ વાત ખરી, પણ ખોટો ખરચો યે એણે કંઇ ઓછો રાખ્યો છે? આ જુઓને, વરસોવરસ માબાપની સમચરી પર આખા ગામને નોતરીને જમાડે છે! એ તો ખબર છે ને? ઉપરાંત વારતહેવારે અડધો મણ ચોખા ગરીબગુરબાંમાં વહેંચે છે, એ કંઇ નાની સરખી વાત છે? મોટા જમીનદારથી ન બને એટલું એ કરે છે. તો પછી આટલું ખરચ છતાં હું એના ભંડાર ભર્યાં ભર્યાં છે એવું હું કેમ કહું છું? કહું છું કારણ કે મા લક્ષ્મીનો એના ઘરમાં વાસ છે!

એક શ્વાસે આટલું બધું બોલી જવાની તેમને આજે નવાઇ નહોતી. જરૂર પડે તો તેઓ હજી પણ બીજી પંદર મિનિટ આવી જ રીતે બોલી શકે છે. તેથી માત્ર એક નજીવો નિઃશ્વાસ નાખીને આટલું બધું બોલવાનો થાક તેમણે ઉતારી નાખ્યો.

લક્ષ્મી અત્યાર સુધી મૂગી મૂંગી એક તરફ બેસી રહી હતી. વચમાં તેને ઊઠી જવાનું મન થયું હતું, પરંતુ દાદા ઠાકુરના બોલવામાં

કોઇ અદ્‌ભુત આકર્ષણ શક્તિ હતી, તેથી તે ખેંચાઇને બેસી રહી હતી. આ સિવાય, બીજું પણ એક કારણ હતું. તે જ્યારે શરમાઇને ઊઠીને જતી રહેતી હતી, ત્યારે તેનું મન અંદરથી બોલી ઊઠયું હતું કે શા સારૂ ઘરમાં સંતાઇને બેસે? શરદ ઘોષને ને તારે શું? દાદા ઠાકુરને મોઢે એની ધન દોલતનાં વખાણ સાંભળીને તું શું કરવા શરમાઇને નાસી જાય? આમાં તારે શરમાવાનું શું કારણ છે?

દાદા ઠાકુરનું લાંબુ ભાષણ પૂરૂં થયા પછી, સરસ્વતી ધીરે ધીરે બોલીઃ 'આ બધું તો હું પણ થોડું ઘણું જાણું છું, બાબા ઠાકુર, પરંતુ એમની અત્યારે ઉંમર કેટલી છે એ કહોને?'

બોલી તો નાખ્યું, પણ તે જરા શરમાઇ ગઇ. તેને યાદ આવ્યું કે લક્ષ્મી પાછળ બેઠી છે.

'ઉંમર એવી તે કઇ થઇ છે?'

આમ કહી તેમણે એકાએક લક્ષ્મીની તરફ નજર કરી, પછી કહ્યુંઃ 'અરે લક્ષ્મી, તું શું કરવા અહીં બેઠી છે બહેન? જાને, તારૂં કામ કર.'

બહુ પ્રયત્ને પણ લક્ષ્મી મોંનો ભાવ સાચવી શકી નહિ. તે ઊઠીને ઊભી થઇ, અને હાથમાં ગાગર લઇ, ઝડપથી પુકુર તરફ ચાલી ગઇ.

છોકરી નજર બહાર જતાં જ સરસ્વતીએ કહ્યુંઃ 'પચાસેક વરસ થયાં હશે એમ લોકો કહે છે.'

બોલતાં બોલતાં એની આંખો ભીની થઇ આવી. તરત જ તેણે આંખે પાલવ દાબ્યો.

બાબા ઠાકુર જાણે ગભરાઇ ગયા. તે બોલી ઊઠયાં. 'ના, ના, એવું કોણે કહ્યું તમને? બહુ બહુ તો ચાળીસ થયાં હશે,—એથી વધારે એક દિવસ પણ નહિ, એટલે તો કહેવત પડી છે, બાઇ કે માણસનો મોટો શત્રુ માણસ જ છે. બાબા! કયાં ચાળીસ ને કયાં પચાશ!—આકાશ પાતાળનો ફેર!'

થોડીવાર પછી લક્ષ્મીએ ઘરમાં આવી જોયું તો દાદા ઠાકુર જવાની તૈયારીમાં હતા. તેઓ લક્ષ્મીને આવતી જોઇ બોલી ઊઠયા: 'ઓહ આવી પહોંચીને! હું હમણાં તારી જ વાત કરતો હતો. કહું છું, રાણી થઇને બેઠા પછી આ બુઢ્ઢા આદમીને ભૂલી ના જતી, બહેન!—એટલું કરજે. 'કેમ બહેન, કેમ છો!' કહીએ તો બીજું તો કંઇ નહિ, પણ જરા દાંતને ચવાણું આપવાની કિરપા કરજે, બહેન!'

આમ બોલી મોં પર શુષ્ક હાસ્ય ખેંચી આણી, એક લહેકો કરી, નીચા નમી, ડોકિયું કરી, તેમણે લક્ષ્મીનું મોં જોઇ લીધું. પછી માથું ઉંચું કરી લક્ષ્મીની માની સામું જોઇ, જે થોડા દાંત બાકી હતા, તે બહાર કાઢી હા હા કરીને હસી પડયા.

'ગાંડપણ નહિ તો બીજું શું? આમ મનમાં બોલી લક્ષ્મી ભીને કપડે ઘરમાં દાખલ થઇ.

: ૭ :

કાલે રાતે લક્ષ્મીના વિવાહ થઇ ગયા છે. વરને જોઇ કોઇ હસ્યું, કોઇ રડયું, તો કોઇ ન હસ્યું કે ન રડયું. નિરાંતે ખાઇ પી સૌ પોતપોતાને ઘેર પાછા ફર્યાં છે.

ધામધૂમ જોઇ સૌ નવાઇ પામી ગયા હતા. કોઇ કોઇ કહેતા હતાઃ 'તે કેમ ન હોય આટલી ધામધૂમ?—આવો જમાઇ કેટલાંના નસીબમાં હોય છે? ગમે તેમ, પણ છોકરી નસીબની જોરાવર નીકળી!'

છોકરીનું નસીબ જોરાવર હતું એ વિષે લેશ માત્ર પણ શંકા નહોતી, એ સપ્રમાણ સાબીત કરવાને માટે ત્રણ જણા એકી સાથે બોલી ઊઠયાઃ 'એમાં લગારે શંકા નથી. નહિ તો આ લોકોને આટલાં ઘરેણાં જોવાયે કયાંથી મળે?'

આમ સૌ પોતપોતાને ફાવે તેમ બોલતાં હતાં.

વર જોઇને લક્ષ્મીને જરાયે આનંદ થયો નહોતો, તેમ કંઇ દુઃખ કે કલેશ પણ થયો નહોતો. અને કોઇના ઉપર તેને ક્રોધ કે રીસ પણ ચડી નહોતી—સિવાય એક જણ ઉપર. અને એ એક જણ ઉપર પણ બહુ રીસ નહોતી ચડી. આ બધાનું કારણ એ કે સંસારના આઘાત પ્રત્યાઘાતો સહી સહીને લક્ષ્મીના શરીરની ઉંમર કરતાં તેના મનની ઉંમર ઘણી વધી ગઇ હતી. એનું શરીર ચૌદ વરસથી વધારે મોટું નહોતુ, પરંતુ એના હૃદયમાં જે સ્ત્રી અકાલ-પકવ બુદ્ધિ અને અનુભવના ભારથી લદાઇને ધીર, સ્થિર અને ગંભીર બનીને બેઠેલી હતી, તે નેવું વરસની ડોશી હતી એમ કહીએ તો જરાયે ખોટું નથી.

આટલો પણ ગુસ્સો જે એક જણ ઉપર લક્ષ્મીને ચઢયો તે એક જણનું નામ ગોકુલ. માગસર સુદ તેરસ ને શનિવારે પોતાનાં લગન થવાનાં છે એ જાણ્યા પછી, સાત દિવસ અગાઉ લક્ષ્મીએ તેના આ ગોકુલદાને કાગળ લખી, પોતાનાં લગનના ખબર આપ્યા હતા, ને આવવાનો તેને ખાસ આગ્રહ કર્યો હતો. પરંતુ એ આવ્યો નહિ!

લક્ષ્મી વિચાર કરવા લાગી કે તેની પરીક્ષાના દિવસો નજીક આવ્યા હતા, અને એથી કરીને તે આવી શકયો નહિ એમ ગમે તો હું માની લઉં. પરંતુ કાગળનો ગમે તેવો યે કંઇ જવાબ તો એણે લખવો જોઇતો હતોને? એટલો યે શું એને વખત મળ્યો નહિ? કે પછી, પોતાનું ભણવાનું તેને એટલું મહત્ત્વનું લાગતું હતું કે આ સમાચારની તેને કંઈ પડી નહોતી? તેને પડી હોય કે ન પડી હોય, તેથી મને કંઇ પણ નુકસાન નથી. પરંતુ હું શું કરવા વગર વિચારે એની પાસેથી માગીને આવું માન લેવા ગઈ? નાનપણમાં ગોકુલ મારા ઉપર મોઢે વહાલ રાખતો હતો, એ બધી વાતો યાદ કરી આજે પણ હું એની પાસે એવો હક કરવા ગઇ એ મેં ભૂલ કરી! આમ કરીને મેં મને હલકી પાડી ને હાસ્યાસ્પદ બનાવી! આમાં ગોકુલને તો કશું જ નુકસાન થયું નથી કારણ કે એણે તો મને કદીયે એવું કહ્યું નથી કે હું જીવતો છું ત્યાં સુધી તારાં લગન હું બીજા કોઇની સાથે નહિ થવા દઉં! એવું કહ્યું હોત તો આ સમાચાર મળતાં જ તે જ્યાં હોય ત્યાં સુધી દોડી આવી મારું લગન અટકાવત.

આવું તો એ બોલ્યો નથી, તો પછી હું એને શું કરવા આ સમાચાર લખવા બેઠી?

આવી રીતે છેવટે ગોકુલને પણ છોડી દઇ, કેવળ પોતાના જ ઉપર લક્ષ્મી ક્રોધ ને રીસ કરવા લાગી, અને પોતાના જ હૃદયમાં પ્રબળ વ્યથા અનુભવવા લાગી.

આજે શુભજાત્રા છે. સાંજે કન્યાને લઇને વર પોતાને ઘેર જવાનો છે. તેથી આજે બપોરે માએ અને પડોશણ ડોશી દિદિ-માએ મળીને લક્ષ્મીને આખે શરીરે ઘરેણાંથી મઢી દીધી, પણ તેઓ તેને લઇને નીકળ્યાં અને ગામમાં ઘેર ઘેર ફરીને લક્ષ્મીને વડીલોના પગમાં પડાવી, તેમના શુભાશીર્વાદ મેળવવા લાગ્યા. છેવટે ત્રણેક વાગ્યાના શુમારે તેઓ છોકરીને લઇને ગોકુળના ઘેર તરફ જવા નીકળ્યાં.

શરીરે ઘરેણાંનો એટલો ભાર હતો, અને ફરીફરીને દંડવત્ કરી કરીને એવો થાક લાગ્યો હતો કે લક્ષ્મી ખૂબ કંટાળી ગઇ હતી, ને થાકી પડી હતી. તેને થતું હતું કે આ પ્રણામનો કદી અંત છે કે નહિ?

એટલે ગોકુળના ઘર પાસે આવતાં જ લક્ષ્મીએ કહ્યું: 'બાપરે, હું તો થાકી ગઇ!'

દિદિ મા બોલી ઊઠયાં: 'ચૂપ! ચૂપ! કોઇ સાંભળી જશે. આજે આવું બોલાતું હશે, બહેન?'

લક્ષ્મી સ્વાભાવિક છતાં ગંભીર કંઠે બોલી: 'કેમ, શું છે આજે?'

દિદિ મા સ્નેહથી મીઠો ઠપકો દેતાં બોલ્યાં: 'તું તો હજી એવી ને એવી રહી, બાઇ! છી! એવું બોલાતું હશે—'

આ વખતે તેની મા પણ બોલી ઊઠી: 'હારતો, આ તું શું બોલે છે, લક્ષ્મી?'

આ પછી ઉપર જઇ લક્ષ્મીએ દિદિમાની સૂચના મુજબ પહેલાં નારાયણીના પગમાં પડી પ્રણામ કર્યાં.

નારાયણી સ્નેહપૂર્વક લક્ષ્મીના માથા ઉપર એક હાથ રાખી શી ખબર શું બબડી ગઇ, તેની કંઇ સમજ પડી નહિ. ધીમે ધીમે તેનો કંઠસ્વર ભારે થઇ ગયો. અને છેવટે ઊનાં અશ્રુબિંદુઓ ટપક ટપક કરતાં નારાયણીની આંખોમાંથી લક્ષ્મીના માથા ઉપર પડવા

માંડયાં. દિદ્દિના મનની અવસ્થા જોઈ સરસ્વતી હવે પોતાને સ્વસ્થ રાખી શકી નહિ તે જોરથી રડી પડી અસ્પષ્ટપણે કંઇક બોલવા લાગી. તે બધાને ટૂંકમાં ભાવાર્થ એ કે નારાયણીએ પહેલેથી ના કેમ પાડી નહિ ?

આ વખતે ગોકુલની માએ પણ પાલવમાં મોં છુપાવ્યું અને વૃદ્ધ દિદ્દિમા પણ પાલવ વડે આંખો લૂછવા લાગ્યાં, પણ એકાએક લક્ષ્મીની સામે નજર પડતાં તે ચમકીને વિહ્વળ બની બોલી ઊઠયાં: 'જા બહેન, તું નીચે જઇને ઊભી રહે, હું સરોને લઇને આવું છું.'

લક્ષ્મીને આ તક મળી. તે ધીમે ધીમે નીચે ઉતરી ગઇ. પછી થોડીવાર આમતેમ નજર કરી, ગોકુલના અભ્યાસ ખંડ તરફ તે આગળ વધી. પણ યાદ આવ્યું કે ઓરડાને તાળું હોય છે. તો પણ આશાનું ક્ષીણ કિરણ હૃદયમાં ભરીને તે જરા આગળ વધી તો તેના હૃદયમાં તોફાન મચી ગયું. તેણે જોયું તો ઓરડીને તાળું નથી, માત્ર સાંકળ જ વાસેલી છે. સાંકળ ઉઘાડી અંદર જઈ, તેણે બારણું બંધ કરી દીધું. પછી ગળે છેડો લઇને, ગોકુલના પેલા ફોટો-ગ્રાફને પ્રણામ કરતાં કરતાં તે અસ્ફુટ સ્વરે બોલી: 'તમે શું સમજીને ન આવ્યા, ગોકુલદા, એ હું નથી જાણતી, અને તે જાણવાની પણ મને ઇચ્છા નથી. પરંતુ એટલું હું બરાબર જાણું છું કે પરીક્ષા થઇ ગયા પછી, મોઢે નહિ તો મનમાં પણ એકાદ દિવસ મને યાદ કરીને તમે જરૂર રડવાના છો. પરંતુ એટલા ખાતર મારી ઉપર ગુસ્સો ન કરશો—આમાં મારો પોતાનો જરાયે વાંક નથી!'

પછી તે ઉઠીને ઊભી થઇ, અને ફરીથી બે હાથ કપાળે અડકાડી ગોકુલને ઉદ્દેશીને તેણે પ્રણામ કર્યાં.

ગોકુલના ઓરડામાંથી બહાર નીકળી, બારણું બંધ કરી તેણે સાંકળ ચઢાવી દીધી. ચારે તરફ નજર કરી જોયું, કે કોઇ મને જોતું તો નથીને, પરંતુ કોઈ જોતું હોય એવું લાગ્યું નહિ. ઉપર સરસ્વતી પોતાના જમાઈની વાત કરતી હતી.

આંગણાની વચમાં આવી હશે એટલામાં લક્ષ્મીને જોઈ ડોસો હસતો હસતો આગળ આવ્યો ને બોલ્યોઃ 'ઓહ–દિદિમણિ!— સરસ, સરસ!—

લક્ષ્મીએ આગળ વધીને ડોસાને એકદમ અવાક બનાવી દીધો. એણે એકદમ સૂઇ જઇને તેને પ્રણામ કર્યા એથી જ નહિ, પણ તેણે ટપ દઇને તેના ધૂળવાળા પગને સ્પર્શ કરી તેની ચરણરજ પોતાને માથે ચડાવી.

ડોસો ગભરાઇને પાછો હઠી ગયો, ને બોલ્યોઃ ' આ શું દિદિ- મણિ—હું તો ગોવાળનો છોકરો—'

એ શબ્દો પર ધ્યાન દીધા વગર જ, લક્ષ્મીએ, જે આશીર્વાદની તેણે આ પહેલાં કોઇની પણ પાસેથી માગણી કરી નહોતી, તે આશીર્વાદની આ વૃદ્ધની પાસેથી, ખુબ સ્વાભાવિક અને છતાં વિનમ્ર સ્વરે માંગણી કરી. તે ડોસાને બોલતો અટકાવી બોલીઃ ' એમાં શું થઈ ગયું, હરિપદ દા,—નાનપણથી જ અમારા પર તમારું કેટકેટલું ઋણ ચડેલું છે; મારા કેટલાયે અત્યાચારો ને તોફાનો તમારે સહન કરવાં પડયાં છે, તમે મારા મુરબ્બી છો, વડીલ છો. આજે તમને આવી રીતે પ્રણામ કરવાનો મારો દિવસ આવ્યો છે, હરિપદ દા! આજે તમે બધા મને એવા આશીર્વાદ આપો કે મારા નસીબમાં હતું તે બની ગયું છે, હવે હું એમાં જ સુખી થાઉં!'

આમ કહી અતિશય કરૂણ દૃષ્ટિએ તેણે હરિપદના મોં સામે જોયું.

હરિપદ એકદમ આગો જ બની ગયો—કંઇક બોલવા ગયો, પરંતુ તેના મોંમાંથી એક અક્ષરે નીકળ્યો નહિ. તે આંખો ફાડી લક્ષ્મીના મોં સામે જોઇ રહ્યો.

## : ૮ :

એન્ટ્રન્સની પરીક્ષા પૂરી થઇ ગયા પછી, ફાગણની અધવચ ગોકુલ ઘેર આવ્યો. ત્રણ મહિના પહેલાં શરદ ઘોષની સાથે લક્ષ્મીનાં લગન થઈ ગયાં છે એવું સાંભળી એને અતિશય નવાઈ લાગી, અને સાથે સાથે તેનું મન ખુબ દુઃખ પામી સંકોચાઈ ગયું. લક્ષ્મીનો કાગળ મળવાની વાત તો દૂર રહી, પરંતુ આ પહેલાં, આટલું બધું બની ગયું તો પણ તેને છાંટાભારે ખબર પડી નહોતી. વખતે એના પરીક્ષાના ભણતરમાં કાંઇ વિઘ્ન આવે, એ બીકે વિનયબાબુ ખૂબ સાવધાન રહેતા હતા. એટલે સુધી કે પોતે તેના સસરા થવાના છે તે વાત તેમણે તેને કરી નહોતી; તથા તેમની દીકરી જે તેમની સાથે કલુટોલાવાળા ઘરમાં નહોતી રહેતી, પણ બાળપણથી જ શ્યામબાજારમાં એની દિદિમાની પાસે રહેતી હતી અને કોઈ કોઇવાર આ ઘેર આવતી હતી, તે 'અમિયા'ની સાથે ગોકુલનાં લગન થવાનાં છે એ સમાચાર પણ આ પહેલાં તેમણે ગોકુલના કાને પડવા દીધા નહોતા.

એટલે ઘેર આવતાં જ્યારે ગોકુલે આ બધા સમાચાર સાંભળ્યા, ત્યારે તે એકદમ મૂઢ બની ગયો—એક અક્ષરે તેના મુખમાંથી નીકળી શક્યો નહિ. અને છેવટે કંઇક બોલ્યો, પણ તે યે બેચાર શબ્દ ! કારણ કે હિંદુ લગન એ કંઇ છોકરાંની રમત નથી. હજાર ઉપાયો કરે તો પણ હવે તે લક્ષ્મીનાં લગન થયાં ન થયાં કરીને તેને પાછી ઘેર આણી શકવાનો નથી, એ જ્ઞાન હવે તેને થઇ ગયું હતું.

વળી એ પણ તે સમજી ગયો કે હવે આ વાતમાં લોકોની આગળ છેડછાડ કરવી કે પસ્તાવો કરવો એ કેવળ છોકરમત છે– બીજું કંઈ નથી. કારણ કે એનું કંઈ સારૂં પરિણામ આવવાનું તો આઘું રહ્યું, ઊલટું ચારે તરફ શત્રુઓ હાહા હીહી કરી હસશે.

આવા બધા વિચારો કરી તે માત્ર આટલું બોલ્યોઃ 'બહુ સારૂં થયું એ. આવી બહેન મળવી બહુ દોહ્યલી છે, ભવિષ્યમાં મારી સામે જોનારું એના સિવાય બીજું મારે કોણ છે તે ?

આ શબ્દો તે કેવળ લોકોને સંભળાવવા જ બોલ્યો એમ નહિ, પણ પોતાના મનને પણ તેણે આમ કહીને જ શાંત પાડ્યું.

એના આવા શબ્દો સાંભળી નારાયણીથી માંડીને આખા મહોલ્લાનાં સ્ત્રી પુરૂષો મનમાં મનમાં નવાઈ પામ્યાં. નારાયણીને ભગવાનને વારંવાર પ્રણામ કર્યાં. કારણ કે તેમણે ધાર્યું હતું કે આ અણધાર્યા સમાચાર સાંભળીને ગોકુલના હૃદયમાં સખત આઘાત થશે, અને ગોકુલને માટે એ આઘાત સહન કરવાનું બહુ અઘરું બની જશે.

ગોકુલને ઘેર આવે આજે લગભગ છ દિવસ થઈ ગયા છે. નિશાળનું મકાન તૈયાર થઈ ગયું છે એવું સાંભળી તે જોવા જવાનું કરતો હતો, પણ આજે જાઉં કાલે જાઉં એમ કરવામાં કેટલાક દિવસ નીકળી ગયા હતા. પરંતુ આજે સવારે વહેલો ઊઠીને તે જોવા નીકળ્યો.

બકનાહાટીથી આ નિશાળ તરફ જવાના રસ્તે દક્ષિણ તરફ અવિનાશ પંડિતનું આંગણાવાળું ઘર આવતું હતું. ઝાંપો ઉઘાડો હોય તો આંગણામાં શું થાય છે ને શું નથી થતું એ પણ જોઈ શકાય. અને એ ઘરની દક્ષિણ તરફ થઈને જે રસ્તો જતો હતો તે રસ્તે થઈને થોડુંક જઈએ તો લક્ષ્મીનું સાસરૂં આવતું હતું.

આટલા દિવસ થયા, પણ હજી સુધી ગોકુલ શરદઘોષને ઘેર લક્ષ્મીને મળવા ગયો નહોતો—કેમ નહોતો ગયો તે કહેવું બહુ મુશ્કેલ છે. પણ ન જવાનું કોઈ ખાસ કારણ નહોતું—અમથો જ નહોતો ગયો. આજે તે ઘેરથી સંકલ્પ કરીને નીકળ્યો હતો કે નિશાળ જોઈને પાછા ફરતી વખતે લક્ષ્મીને મળતા આવવું.

એક કાળી લાકડી હાથમાં ફેરવતાં ફેરવતાં, ને મોઢેથી સિસોટીઓ વગાડતાં ગોકુલ જ્યારે અવિનાશ પંડિતના ઘર આગળ આવી પહોંચ્યો, ત્યારે અંદરથી અવિનાશ પંડિત એને જોઈ ગયા. એને જોતાં જ એકદમ તે બહાર દોડી આવ્યા, ને બૂમ મારી: 'ઓ ગોકુલ! ડોસાને એટલામાં ભૂલી ગયો કે, ભાઈ!'

ખરેખર ગોકુલને અવિનાશ પંડિતનો ખ્યાલ પણ નહોતો. તેથી આ સવાલનો ચોક્કસ કંઈ જવાબ ન દઈ શકવાથી, 'જી—જી!' કરતાં કરતાં તેણે ટપ દઈને નીચા નમી પ્રણામ કર્યાં, ને એમના પગની રજ લીધી.

બ્રાહ્મણ આશીર્વાદ આપી ઘરમાં પાછા ફરતાં ફરતાં બોલ્યો: 'હાંરે બાબા, એ તો હું જરા મશ્કરીમાં એમ બોલ્યો, બાકી હું શું નથી જાણતો કે પંડિત મહાશય કરી કરીને તું મારા પર કેટલો સ્નેહ રાખે છે. પણ ભાઈ, એ તો કહે કે પેપર કેવું લખાયું? મારું મોં તો ઊજળું કરીશને?'

ગોકુલે તેમની પાછળ પાછળ ઘરમાં જતાં ટૂંકમાં કહ્યું કે 'લખ્યું તો ઠીક છે.'

ઘરમાં આવી ચાટુજ્જે મશાયે પોતાની છોકરીનું નામ દઈ બૂમ મારી: 'ઓ મા બિન્દી, જરા બહાર આવી જા, તો, મા.'

ઘરમાંથી પાંચ વરસની બિન્દી 'બાપા, આવી!' કરતી બહાર દોડી આવી.

પંડિતે કહ્યું: 'ઘરમાંથી જરા સાદડી લાવ તો, મા!'

ગોકુલ બોલી ઊઠયો: 'જી, હું આ અહીં જ—

પંડિતજી વચમાં જ તેને રોકીને બોલ્યાઃ 'ના રે ભાઈ, ના! —તું ભમે તો ગુરુજીનું ઘર છે સમજી આંગણામાં બેસતાં પણ નહિ શરમાય એ હું જાણું છું, પણ મારાથી એ—આ આવી ગઈ—અહીં પાથરી દે, મા! —લે ગોકુલ બેસ, ઘણે દિવસે આજે અમારે ઘેર આવ્યો તું, ભાઈ! બે ઘડી તારી સાથે વાતોચીતો કરું.'

ગોકુલ બેઠો.

છોકરી નજીકમાં એમ ખૂણામાં ભરાઈને ઊભી રહી, અને આ નવા આવેલા બાબુને તાકી તાકીને જોઈ રહી.

પંડિત મશાય છોકરીની સામે જોઈને બોલ્યાઃ 'કેમ શું છે, બિંદી! તું ગભરાઈને આમ કેમ ઊભી રહી? એમની સાથે વાતો કરને?'

છોકરી શરમાઈ ગઈ, એટલે તેમણે ફરીથી કહ્યું: 'આ શું? તું ભૂલી તો નથી ગઈ ને? ન ઓળખ્યો એને? શું કહે છે? આ તો તારા પેલા ગોકુલ દાદા. હં!—પછી તને એ નહિ આપે હોં! તું તો કહેતી હતી ને કે ગોકુલદાદા પાસ થઇને આવશે ત્યારે મને બે હાથમાં બે રૂપિયા આપશે, જોજો!'

આમ કહી ગોકુલની સામે જોઇ એમણે કહ્યું: 'અને ગમે તેવા રૂપિયા હશે એ નહિ ચાલે, ભાઈ! છોકરીને નવા નકોર રૂપિયા જોઇશે —પણ ગોકુલદાને એ ઓળખી તો શકી નથી!

બાપના શબ્દો સાંભળી શરમાઇને છોકરી ફસ દઇને બોલી પડીઃ 'જાઓ, મેં ક્યારે એવું કહ્યું છે?'

પંડિતજીએ ગોકુલ ન જુએ તેમ, ડોળા કાઢીને છોકરીની સામે જોયું: 'ના રે, તેં ક્યારે કહ્યું છે? છોકરીનો પાછો મિજાજ જોયો, ગોકુલ? બોલી નથી, પણ ખૂણામાં ભરાઈને ઊભી છે—એના મનમાં એમ છે કે ક્યારે ગજવામાંથી 'આ લે બિંદુ' કહીને કાઢીને આપે.'

આટલું બોલી સ્વર બદલીને તેમણે કહ્યુંઃ 'ના રે ના, બિંદી, તું જતી રહે અહીંથી, રૂપિયા લઈને તારે કરવું છે શું?'

આમ કહી તેમણે ગોકુળના મૂક મુખમંડળ સામે જોઈ કહ્યુંઃ 'એ કદાચ મનમાં મનમાં બાપને ગાળો દેતી હશે, હું જાણુંને, બાઇ! એ બોલતી હશે કે 'રૂપિયા લઈને હું શું કરીશ એમ પૂછો છો? શું કરીશ તે હું પેંડા ખાઈશ!'

આટલું બોલી તેમણે પૂંઠળ ફરીને જોયું તો છોકરી એટલામાં ખસી ગઈ હતી. એટલે એ એકદમ બોલી ઊઠયાઃ 'અરે એ, જતી કેમ રહી?' પછી જરા ખિન્ન થઈને બોલ્યાઃ 'તો જા, જા,–સારૂં થયું.'

'ના રે ના, જાય શું કરવા—હારતો, એને રૂપિયા માગવાનો હક છે,—તમે બોલાવો એને!'

આમ કહી ગોકુલે ગજવામાં હાથ નાખી જોયું તો બે રૂપિયા તો નીકળ્યા, પણ નવા નકોર નહોતા એનું એને દુઃખ થયું. એણે એ બહાર કાઢયા.

'તું ખરેખર આવી બાલીશતા કરશે એવી જો મને ખબર હોત તો હું આ શબ્દો મોઢે આણુત જ નહિ.' એવું પશ્ચાત્તાપના સૂરે બે ત્રણ વાર બોલી બતાવી, છેવટે અવિનાશ પંડિતે ગોકુળના ઉપરા ઉપરી દબાણને વશ થઈને, જાણે નિરૂપાય બનીને છોકરીને બોલાવી. પરંતુ છોકરી આવી નહિ.

તે જોઈને તેમણે કહ્યુંઃ 'હવે એ આવે?—આ કંઈ જે તે છોકરી છે? અને તુંયે ક્યાં છોડે એવો છે? તો લાવ, હું જ એ એને આપી દઈશ.'

આમ કહી બે રૂપિયા ગજવામાં નાખતાં નાખતાં તેમણે કહ્યુંઃ 'તો હવે ક્યાં જવું છે? લક્ષ્મીને ભેગો થવા જતો હોઈશ?'

'જી હા! ત્યાંયે જવું તો છે, પણ પાછા ફરતી વખતે. અત્યારે તો નિશાળનું મકાન કેવું બંધાયું તે જોવા જાઉં છું.'

'ભલે ભલે! તો પણ તને કહી દઉં, ભાઇ, કે તું લક્ષ્મીને મળવા તો જાય છે,—ભલે જા, પણ મિજાજ જરા ઠંડો કરીને જજે, હવે એ કંઇ પહેલાંની લક્ષ્મી રહી નથી, ભાઈ! ત્રણ મહિના નથી થયા એટલામાં તો ડોસાને મૂઠીમાં રાખી, પોતે જ પાકી ગૃહિણી બની બેઠી છે—આંખની શરમ જેવી કોઇ ચીજ રહી નથી—'

'એમ? શું કહો છો? વારુ, શરદબાબુની ઉંમર કેટલી હશે, કંઇ આશરે કહી શકો છો?'

'શી ખબર, ભાઇ! કોઇ વખત કહે છે પિસ્તાળીસ, તો કોઇ વખત કહે છે પચાશ.—એ ગમે તેમ હોય, પણ ડોસો હજી મહેનત કરવામાં પાછું વાળીને જોતો નથી! લોભ ને થોભ નથી ભાઇ! નહિ તો વળી આ ઉંમરે, અને આટલો પૈસો છતાંયે, સવારના દશ વાગે ખાઇ પરવારીને ચાર ગાઉનો રસ્તો કાપીને આખો દિવસ શણની દલાલી કરવામાં કાઢે, ને સાંજે ઘેર પાછા આવે એવા માણસો દુનિયામાં કેટલા હશે? હાં, તું તો એ જાણે છે,—કહી કહીને મારે શું કહેવાનું છે, કહે! મેં પૂછ્યું ત્યારે કહે, 'શું કહું દાદા ઠાકુર! હું હવે કેટલા દિવસ છું! પણ હું ન હોઉં ત્યારે એને ખાવે પહેરવે કદી કશું દુઃખ ન પડે એટલા માટે મારે થોડુંક ભેગું કરતા જવું જોઇએ ને?'

આટલું કહી એક દીર્ઘ નિઃશ્વાસ નાખી, જોરથી શ્વાસ લઇ, એમણે ફરી બોલવા માંડ્યુંઃ 'હાં, બીજી એક વાત છે. પેલે દિવસે મેં તારું નામ લઇ લક્ષ્મીને કહ્યું કે લક્ષ્મી, ઓકુલ પરીક્ષા આપીને ઘેર આવ્યો છે, તો તું એને બોલાવવા કોઇને મોકલને! આનો એણે શો જવાબ દીધો, જાણો છો? એ હવે હાથ મોં હલાવવાનું બહુ શીખી છે ખરીને, એટલે એમાં માણસનું અપમાન થાય છે એનું એને ભાન પણ નથી, એની એને પરવા પણ નથી,—પટ દઇને મારા મોં પર એણે બોલી નાખ્યું. 'તે આવે એને આવવું હોય

તો મેં ઓછી જ એને અહીં આવવાની ના પાડી છે—' હું તો, ભાઈ! આ સાંભળીને આભો જ બની ગયો. મેં કહ્યું: 'આ તું શું બોલે છે, લક્ષ્મી, શરદની સાથે એને ગમે એટલી ઓળખાણ હોય, તો પણ, તું ન બોલાવે ત્યાં લગી એનાથી અવાય કેવી રીતે?' ત્યારે એ કહે: 'કેમ કેવી રીતે? એનાથી ન અવાય તો પછી હુંયે એને બોલાવવા માણસ મોકલું શું કરવા? એનાથી ન બને તો મારાથી કેમ બને? હું આ પહેલાં એ મળવા આવતો તે શું હું બોલાવવા જતી ત્યારે આવતો? તો પછી અત્યારે શું છે તે મારા નિમંત્રણની રાહ જુએ છે?'

'હું પણ કાંઈ છોડું એવો નથી, બાબા!' મેં પણ કહ્યું: આ શું બોલે છે, દિદિમણિ! એ વખત જુદો હતો, ને આજે જુદો છે!' આના જવાબમાં મને એવો જવાબ દીધો કે હું આભો બની ગયો, ગોકુલ! શું કહું? મને કહે: 'કેમ? પહેલાં શું હતું, ને અત્યારે શું છે? હવે શું મને ચાર હાથ ફૂટી નીકળ્યા છે, કે એવું કંઈ થયું છે?' આવું બોલે પછી એને શું કહેવાય, કહે, ભાઈ! એટલે હું કંઈ બોલ્યો નહિ.

હું બોલ્યો નહિ એટલે એને એકદમ મારા પર ખોટું લાગ્યું. ગુસ્સે થઈને તે બોલી: 'એ જે થવું હશે તે થશે, ચાટુજ્જે મશાય, તમે હવે તમારું કામ કરો, જાઓ!' છોકરીની નફફટાઈ જોઈ, બાબા? મને ચાટુજ્જે મશાય કહીને બોલાવ્યો. હાસ્તો, આટલી નફફટાઈ આવે ને? પેલું કહેવતમાં કહ્યું છે કે ગરીબની દીકરી રાજરાણી થઈ!– પછી આગળ શું કહે છે, એવું થયું છે આને! પરંતુ કહી રાખું છું કે આવો મિજાજ ઝાઝા દિવસ ટકવાનો નથી, ભાઈ, એ તું જોજે!'

આમ કહી ખરેખર એક દીર્ઘ નિઃશ્વાસ નાખી તેમણે ગોકુલની સામું જોયું.

ગોકુલ સંકોચ પામી જઈને બોલી ઊઠયો: 'ના, ના, પંડિત મશાય! તમે એના બોલવા પર માઠું લગાડશો નહિ! એ તો એવી જ છે; નાનપણમાં મારા હાથથી કંઈ ઓછો માર ખાધો છે એણે!'

'હાસ્તો, ભાઈ? મારાથી શું અજાણ્યું છે?--ઠીક ભાઈ, હવે બહુ મોડું થાય છે. જા—'

'જેવી આજ્ઞા!'

કહી માથું નમાવી ગોકુલે પંડિત મશાયને પ્રણામ કર્યો.

પછી તે ઘરમાંથી બહાર નીકળી ગયો. રસ્તામાં આવીને તેણે વિચાર કર્યો કે હમણાં જ લક્ષ્મીને ઘેર જવું એ ઠીક છે, કારણ કે પાછા ફરતાં મોડું થઈ જાય, અને કદાચ તે વખતે શરદ બાબુ ઘેરથી નીકળી ગયા હોય.

આમ વિચાર કરી તે લક્ષ્મીના ઘર તરફને રસ્તે વળ્યો.

: ૯ :

'ઓ ના !—શરમાવાનું વળી કેવું ?'

એમ કહેતો કહેતો ગોકુલ એક વિશાળ પાકા મકાનના આંગણામાં આવીને ઊભો. જોયું તો, ઊમરા આગળ બેઠી બેઠી લક્ષ્મી એકચિત્તે મશાલો ખાંડી રહી હતી. એ માણસ ઘરમાં દાખલ થયા તેની તેને ખબર પણ પડી નહિ.

ગોકુલે બૂમ મારીઃ 'કેમ લક્ષ્મી ! કેમ છે ?'

લક્ષ્મીએ ઊંચું જોયું. તરત ગભરાઈને તે માથાનો છેડો ખેંચી લઈ ઘરમાં જતી રહી.

ગોકુલે હસીને કહ્યું: 'આ શું ! હું તો તારો ગોકુલ દાદા છું— મને ઓળખ્યો નહિ શું ?'

લક્ષ્મી ઘરની અંદરથી મહામહેનતે અવાજ કાઢીને બોલીઃ 'ઓળખું જ છું તો !'

પછી બની શકયો તેટલો મોંનો ભાવ બદલીને, એક આસન હાથમાં લઇ તે હસતી હસતી ઘરમાંથી બહાર આવી, ભોંય પર આસન પાથરી દઈ તેણે કહ્યુંઃ 'બેસો !'

પછી તેણે પતિની સામું જોઈને કહ્યું: 'તમે તો ખરા લાગો છો !'

શરદબાબુએ સ્વાભાવિક સ્વરે કહ્યુંઃ 'શાથી એમ કહેવું પડે છે ?'

'આમ એકદમ ઘરમાં આવી ગયા, તે ગંડીમંડપમાં બેસાડયા હોત ને મને ખબર આપ્યા હોત તો શું ખોટું હતું?'

'ઓહ! આટલા વાસ્તે મને ખરો કહે છે? પણ ગોકુલ તો આપણું ઘરનું માણસ છે.'

'તે શું થઈ ગયું?'

આ વખતે શરદ બાબુએ પોતાની હાર સ્વીકારી લીધી.

તેમણે કહ્યું: 'ભલે ભલે, તું હવે એક કામ કર—ભાઇને નાસ્તો પાણી ખાવાને આપ—હું એટલામાં જરા ફરી આવું છું.' 'બેસો ગોકુલ, હું હમણાં બહાર નીકળતો હતો ખરોને—'

બોલતાં બોલતાં તેઓ બહાર નીકળી ગયા.

અહીં શરદ બાબુ વિષે એક બે શબ્દો કહેવાની જરૂર છે. ઉંમર એમની પચાસેક હતી એમાં શંકા નહિ. ઘણા દિવસથી દાઢી મૂછ રાખતા હતા. માથાની વચમાં જ મોટી એવી ટાલ હતી, રંગ ચમકતો કાળો હતો. અવિનાશ ચાટુજ્જેની એક વાત પૂરી સાચી પડી હતી, અને તે એ કે શરદ બાબુ હજી પણ શરીરે સારી પેઠે સશકત હતા, આ સિવાય અવિનાશ પંડિતે તેમને વિષે જે જે કંઇ કહ્યું હતું તે બધું જો કે સાચું તો હતું, પણ તેમાંનું કંઇક મરી—મસાલો ઉમેરીને કહેવાયું હતું, તો કંઇક ટુંકાવીને કહેવાયું હતું, એટલું અહીં જણાવવું જરૂરનું છે.

બીજી એક વાત છે કે આજકાલ તેમની માનસિક અવસ્થા ખૂબ ખૂબ સારી હતી એમ જોરશોરથી કહી શકાય તેમ છે. કારણ કે એમણે એવી આશા કદાયે રાખી નહોતી કે આ ઉંમરે લગ્ન કરીને તેઓ પરણેતરને નિરાશ કરવા સિવાય, બીજું કંઇ કરી શકે. તેનો પ્રેમ કે શ્રદ્ધા મળવાની તો તેમને કલ્પનાયે નહોતી. તો પછી એ પરણ્યા શું કરવા? શું કરવા પરણ્યા એ વાત તેમના જેવી પરિસ્થિતિમાં મુકાયા વગર સમજાવી મુશ્કેલ છે, અને જે એવી પરિ-

સ્થિતિમાં નથી આવી પડયો તેને સમજાવવાનો પ્રયત્ન કરવો પણ વૃથા છે.

ગમે તેમ હો, આ ત્રણ મહિનામાં જ લક્ષ્મી શરદ બાબુના હૃદયનું ખાલી આસન રોકીને બેસી જશે, તેમને સદાસર્વદા એક અપૂર્વ આનંદ સાગરમાં સફર કરાવશે, આટલા થોડા વખતમાં જ એ એમને આટલી હદે પોતાના કરી લેશે એવું તેમણે સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું. તેથી હવે તેઓ એકેએક કરીને સંસારનો લગભગ બધો ભાર તેના હાથમાં સોંપી દઈ નિશ્ચિંત મનથી બે વખત સંધ્યા-આહ્નિક કરવા બેસી શકતા હતા. અને ખરા દિલથી ઇશ્વરની પ્રાર્થના કરતા કે લક્ષ્મીને કદી પણ જરા જેટલુંયે દુઃખ ન થાય, પતિભક્તિનો બદલો તેને મળે જ મળે. આવે વખતે ટપ ટપ કરતાં બે અશ્રુબિંદુ ઝરી પડીને પૂજાપાત્રના–જળની સાથે ભળી જતાં. કોઈ કોઈવાર લક્ષ્મી એ જોઈ જતી તો વૃદ્ધ સ્વામીને મીઠાશથી હસીને કહેતીઃ ‘અહો! તમારી ભક્તિ તો બહુ જબરી લાગે છે!’ પતિ કોઈ વખત શાંતિથી મશ્કરી સહી લેતા, તો કોઈ વખત આહ્નિક સમાપ્ત કરીને ઊઠી, હસતો હસતો કહેતોઃ ‘નહિ તો ઘરડે ઘડપણ તારા જેવી સ્ત્રી મળે ક્યાંથી?’

આવી રીતે આ દંપતીના દિવસો ખૂબ આનંદ વિનોદમાં પસાર થતા હતા.

શરદ બાબુ બહાર ગયા પછી ગોકુલે કહ્યુંઃ ‘કેમ છો, લક્ષ્મી?’

લક્ષ્મી ફરી ખાંડવા બેસતી હતી. તે બોલીઃ ‘સરસ—’

મોંમાંથી માત્ર ‘સરસ’ એટલો જ શબ્દોચ્ચાર કરી, તે ચૂપ રહી ગઇ. એટલે ગોકુલને મનમાં મનમાં કેવુંય અતડું લાગ્યું. બીજું કંઇ ન સૂઝવાથી તેનાથી પૂછાઇ ગયુંઃ ‘ડોસો કેવો માણસ છે?— બહુ સરસ માણસ છે, નહિ? તારા પર એને ખુબ વહાલ છે, નહિ, લક્ષ્મી?’

લક્ષ્મીએ કશો જ જવાબ દીધો નહિ–તે ગુપચુપ પોતાનું કામ કરવા લાગી. આથી પંડિત મશાયે કરેલી વાત ગોકુલને યાદ આવવા લાગી. તે આહત કંઠે બોલ્યોઃ કેમ બોલતી નથી, લક્ષ્મી ?'

આ વખતે લક્ષ્મીએ જવાબ દીધો. તે બોલીઃ 'શું બોલું, કહો !'

હવે ગોકુલને પોતાની ભૂલ સમજાઈ. તે સમજ્યો કે લક્ષ્મીને પોતાના પર ખોટું લાગ્યું છે. તે મનમાં મનમાં બોલ્યોઃ 'હાસ્તો, એને રીસ કેમ ન ચડે ? મારે લીધે તો એની આવી ખરાબી થઈ છે. એ જ વખતે જો મેં આ લગન થતાં રોક્યાં હોત તો એની આવી પાયમાલી થાત નહિ.'

પછી તેણે વિચાર કર્યોઃ 'એ ગમે તેમ હોય. પણ એટલા ખાતર લક્ષ્મી મારા પર આટલી રીસ રાખે એ યોગ્ય નથી !'

તે બોલી ઊઠયોઃ 'મારા પર તને ખોટું લાગ્યું છે, લક્ષ્મી ! પરંતુ એમાં તારી ભૂલ થાય છે. મને જો એ વખતે—'

'ખબર મળ્યા હોત' એ શબ્દો બોલતાં તેને શરમ આવી. તેને થયું કે મેં ખબર ન રાખી તેથી જ મને ખબર મળ્યા નથી– એટલે એ આટલું બોલીને જ ચૂપ રહ્યો.

લક્ષ્મી તેનું વાક્ય પૂરું કરીને મનમાં મનમાં બોલીઃ 'પરીક્ષાનું વાંચવામાંથી વખત મળ્યો હોત તો ચોક્કસ આવીને કંઇક કરત !'

એની આ ધૂર્તતા જોઇ લક્ષ્મીને ખૂબ ગુસ્સો ચડયો. કાગળ ટપાલપેટીમાં નાખ્યા પછી ગુમ પણ થઈ શકે છે એવી કલ્પના પણ કદી લક્ષ્મીને આવી નહોતી.

તે મનમાં મનમાં સળગી ઊઠી બોલીઃ 'એ બધું જુનું પુરાણુ ઊખેડીને હવે કામ શું છે, ગોકુલ ! અને તમારા ઉપર મારે ગુસ્સો કરવાનું યે શું કારણ, કહો તો !'

'ત્યારે ગુસ્સો નથી ચડયો એમને? તો પછી હું પૂછું છું તેનો જવાબ કેમ નથી આપતી? મૂંગી મૂંગી કેમ બેસી રહી છે?'

આટલું બોલતાં બોલતાં પંડિત મશાયના શબ્દો તેને ફરી ફરી યાદ આવવા માંડયા, એટલે એનો સ્વર થથરી ગયો. કંપતે સ્વરે એ બોલ્યોઃ' તારે ઘેર વગર બોલાવ્યો આવ્યો એટલે મારે આ અપમાન ખમવું પડે છે—એમજ ને?'

આ સાંભળી લક્ષ્મી શું શું થઈ ગઈ.

તે હોઠ દાબતી બોલીઃ 'તમે જ તો મારું અપમાન કર્યું છે, ગોકુલદા, નહિ તો, ડોસાને મારા પર વહાલ છે કે નહિ એવા ગાંડાના જેવા સવાલોના જવાબ ન આપવા બદલ મારે આટલું સાંભળવું પડત નહિ!'

ગોકુલ હવે સહી શકયો નહિ, અસહ્ય વ્યથાથી તેનું મોં વિકૃત બની ગયું.

એકદમ તે ઊભો થઈ ગયો, અને હાથ જોડી બોલ્યોઃ

'મને માફ કરો,' લક્ષ્મી! હવે પછી જો હું તારી પાસે કંઇ પણ હક કરવા આવું, તો તારાથી બને તેટલું તું મારું અપમાન કરજે! અને આજે પણ હું ન આવત.—પણ 'લક્ષ્મી હવે પહેલાંની લક્ષ્મી નથી રહી' એવું લોકોને મોઢે સાંભળી, કેમે એ મારા માન્યામાં આવતું નહોતું, એટલે ભમવાને જ આજે દવા કરીને એ દેખાડી દીધું છે. નહિ તો, આજે તે મને ગાંડો કહ્યો, અને હવે બે દિવસ પછી બીજું શું કહીશ તે તું જાણે!'

આમ કહી અવાજમાં જરા વધારે ઝેર ભરીને તેણે કહ્યુંઃ 'નસીબજોગે તેં મને તે વખત કાગળ બાગળ લખીને કશી ખબર આપી નહિ, લક્ષ્મી, અને હું પણ સમાચાર મેળવી, ઘેર આવી

લગનમાં આડો પડયો નહિ, તેથી તું આજે રૂપિયાના ઢગલા પર બેસીને, માણસને 'માણસ' તરીકે જોઈ શકતી નથી.

એક શ્વાસે આટલું બોલી નાખી તે ઝડપથી બહાર નીકળી ગયો.

લક્ષ્મીનો ભ્રમ ભાંગ્યો—અરે, તો શું એ વખતે ખરેખર ગોકુલને મારાં લગનના ખબર મળેલા જ નહિ?–લક્ષ્મી સ્તબ્ધ બની ગોકુલને જતો જોઈ બેસી રહી.

ચાર પાંચ મિનિટ પછી ઘરની દાસી ખેંદીની મા ઘરમાં આવી અને લોહી જોઈ 'એ મા! આ શું?' કરી બૂમ પાડી ઊઠી, ત્યારે લક્ષ્મી લોહી જોઇ 'એ મા!' બોલી ત્યાં જ આળોટી પડી.

: ૧૦ :

ચારેક મહિના પછી, એક દિવસ સવારના આઠેક વાગ્યાના સુમારે વગર હોળેલા વાળે, ઉઘાડા પગે, મેલી ચાદર શરીરે વીંટીને ગોકુલે લક્ષ્મીના ઘરના આંગણામાં પગ દીધો. લક્ષ્મી નજીકમાં જ હતી. એ જોઇ ત્યાં ઊભા ઊભા જ તેણે મોટેથી કહ્યું: 'લક્ષ્મી, હું જાતે બોલાવવા ન આવું ત્યાં લગી તું નહિ આવે એ જાણું છું, બહેન, પણ હજી કયાં સુધી મારા પર ગુસ્સો રાખવો છે?'

બોલતાં બોલતાં એની આંખોમાંથી દડદડ આંસુ નીકળી પડયાં.

લક્ષ્મી એકદમ ઊઠીને તેની પાસે આવી, અને તેનો એક હાથ પકડી આર્તસ્વરે બોલીઃ 'ગોકુલદાદા! તમે આવા થઇ ગયા હશો એની મને ખબર નહિ!'

બોલતાં બોલતાં તે પણ રડી પડી.

પછી તેનો હાથ પકડી લઇ જઇ તેણે આંગણામાં બેસાડયો. ગોકુલ કંઇક સ્વસ્થ થયો. તેણે ઊંચું જોયું. પછી ભીને ગળે બોલ્યો: 'મારું શરીર ખરાબ થાય એમાં કાંઇ નવાઇ નથી, બહેન! પણ તું કેમ આવી થઇ ગઇ, લક્ષ્મી! માંદી બાંદી તો નથી પડીને?'

વગર સમજે જેના મનને આઘાત કર્યા પછી, આજ ચાર ચાર મહિના સુધી અનુતાપથી બળીજળીને, તેણે મૂગાં મૂગાં પોતાનું શરીર ઉતારી નાખ્યું હતું, તેની જ આંખે આજે પોતાનું એ દુઃખ દેખાઇ ગયું, એ જોઇ લક્ષ્મી મનમાં મનમાં પોતાના એ દુઃખને સાર્થક

માનવા લાગી. અને કંઈક આનંદ અનુભવવા લાગી. પરંતુ મોઢે તે ભાવ બિલકુલે પ્રગટ થવા દીધા વિના તે બોલીઃ 'એ તો તમને એવું લાગે એટલું. ગોકુલદા! મારું શરીર તો છે એવું ને એવું જ છે—તમે ઘણા દિવસથી આવ્યા નથી ખરા ને! હશે પણ તમે આમ બેસમજની પેઠે કામ કરો તે નહિ ચાલે! ગોકુલદા! આટલા દિવસ જે કર્યું તે કર્યું, તે ન કર્યું કરવાનો ઉપાય નથી; પરંતુ હવે પછી હું તમને એવું કેમે નહિ કરવા દઉં—વારૂ, ફોઈબા પણ તમને કંઈ વઢતાં કરતાં નથી?'

ગોકુલે નીચું જોયું.

લક્ષ્મી બોલીઃ 'એ તો હું જાણું જ છું તો! એ ઘરડું માણસ કરી કરીને કેટલું કરી શકે? નહિ, ગોકુલદા! તમે નહિ સમજો તે નહિ ચાલે, વારૂ, તમે જ કહો તો, કોનાં માબાપ હમેશાં જીવતાં રહે છે?—પરંતુ તમારી પેઠે આમ ભૂખે મરીને કોણ દુઃખી થાય છે?'

ગોકુલે મોં ઊંચું કરી જોયું તો લક્ષ્મીની આંખોમાં પાણી હતું. એ જોતાં જ ગોકુલને પણ રડવું આવી ગયું. તે આર્દ્ર કંઠે બોલ્યોઃ 'એ હું સમજું છું, બહેન! પરંતુ મારા જેવો અભાગિયો આ દુનિયામાં બીજો કોઈ નહિ હોય, લક્ષ્મી! ગોકુલને પરણાવવાની માની કેટલી હોંશ હતી એની તને ખબર છે એટલી બીજા કોઈને નથી, ભાઈ! પરંતુ પરણવાની વાત તો આઘી રહી, પણ પાસ થયો, ને મને દસ રૂપિયાની શિષ્યવૃત્તિ મળી એટલું સાંભળવા પણ એ જીવતી રહી નહિ—આ શું ઓછા દુઃખની વાત છે, બહેન!'

ગોકુલ ફરી રડી પડયો.

આ વખતે ગોકુળનું મડદાના જેવું ફિક્કું શરીર જોઈને લક્ષ્મીના હૃદયમાં કેવું થવા માંડયું તેનો બીજાઓને, બહારના દેખાવ પરથી શું ખબર પડવાની હતી? તે પોતાના પાલવ વડે ગોકુલનાં આંસુ

લૂછતી બોલીઃ 'રડો નહિ, ગોકુલદા!—મારે પણ બાપા મરી ગયા છે, ગોકુલદા!—'

શરદબાબુ ઘરમાં હતા નહિ. હવે તેઓ આવી પહોંચ્યા, અને આજે ઘણે દિવસે બંનેને આવી રીતે બેસીને રોતાં જોઇ, લક્ષ્મીની આજ દિન સુધીની દશાનો વિચાર કરી મનમાં મનમાં તેમણે શાંતિ અનુભવી, પરંતુ બહારથી કુસુમના મૃત્યુને યાદ કરી તેમણે બહુ દુઃખ પ્રગટ કર્યું.

પછી લક્ષ્મી ઊઠીને બીજા ઓરડામાં ગઇ એટલે શરદબાબુએ વાત વાતમાં પૂછી નાખ્યુંઃ 'તે આટલા દિવસ તું કેમ દેખાયો નહિ, ગોકુલ? પેલે દિવસ તું લડીને જતો રહ્યો, પછી એણે કંઈ ઓછું મન બાળ્યું છે?—'

આટલું બોલતાં બોલતાં એમણે જોઈ લીધું કે લક્ષ્મી બહાર આવતી તો નથીને? પછી ફરીથી બોલ્યાઃ 'કહેશે કે એનો કશો વાંક નથી; વાંક મારો જ છે, છતાં, હું કહું કે તો પછી તું કેમ બોલાવવા કોઇને મોકલતી નથી? તો એકદમ મારા ઉપર ગુસ્સે થઇ જાય, ને કંઇનું કંઇ મને સંભળાવી દે.—તે પછી પાછું કશું નહિ, ધપ દઇને પગે હાથ મૂકી ભૂલની માફી માગે. આ કહુંને, એ કઈ જાતનું માણસ છે તેની મને હજી સમજ પડી નથી.'

બોલતાં બોલતાં પત્ની પ્રત્યેના અતિશય પ્રેમને લીધે તેઓ હસવા લાગ્યા.

એટલામાં પાછળથી લક્ષ્મી હસવું દબાવીને બોલીઃ 'હારતો, લોકોની આગળ ખોટી ખોટી નિંદા કરીને નહિ હસો, તો પછી ક્યારે હસશો, કહો જોઉં!'

પકડાઇ જવાથી શરદબાબુ હસતાં હસતાં બોલ્યાઃ 'ખોટી નિંદા વળી શાની? મારી સાથે તું બાઝી નથી?'

લક્ષ્મી ડોસાને ખરેખર કયી નજરે જોતી તે હું નથી જાણતો,

પણ તે તેને ઊઠતાં બેસતાં આઠે પહોર આનંદમાં ડૂબાડી રાખવાની કોશીશ કરતી, એવું નિઃસંશય કહી શકાય છે.

અત્યારે તે હસતી હસતી બોલીઃ 'બાઝી નથી એવું કોણે કહ્યું? પરંતુ બાઝવાનું જે ખરું કારણ છે તે તમે કહેતા નથી,— આવાશીશી ચઢી હોય ત્યારે તમે મને શું નું શું કહીને કેવી ગુસ્સે કરો છો એની ગોકુલને ક્યાંથી ખબર હોય? તમારા મનથી કે ગોકુલ અહીં આવતો નથી એથી હું દુઃખી થાઉં છું, એટલે બસ કહો, તારા ગોકુલદા—પછી ગોકુલદા, હું યે સામી બોલુ મને ફાવે તે.'

ડોસાએ કહ્યુંઃ 'હા, તે હું તો કહેતો, બાઇ! કે તારા ગોકુલદા મરી ગયા છે—'

આમ કહી બીની સામે નજર કરી પોતાના બોલવા પર તેઓ પોતે જ હસવા લાગ્યા.

: ૧૧ :

છ દિવસ પછી, 'ભારે' નહિ તો 'સરસ' ધામધૂમપૂર્વક ગોકુલની માનું શ્રાદ્ધ થઈ ગયું. એ તો ગયાં, પણ બીજી તરફ વિનય બાબુનું માથું ફરી ગયું. એનું શું થાય? છોકરીએ અગિયાર પૂરાં કરીને બારમા વરસના ઊંમરામાં પગ દીધો છે,—હજી બાર મહિના ગોકુલની રાહ જોઈને એને પરણાવ્યા વગર કેવી રીતે રાખી શકાય?

એટલે હવે તેઓ મનમાં મનમાં એવું બોલ્યા કરતા હતા કે ગોકુલની પરીક્ષા થઈ ગઈ, કે તરત જ શા માટે તેનાં લગન લીધાં નહિ? સ્ત્રીઓની સલાહ માનવામાં જ મેં ભૂલ કરી છે. છોકરીને તાવ આવે છે,—વચમાં વચમાં ઊથલો ખાય છે, એટલા ખાતર એનાં લગન બંધ રાખવાનું શું કારણ?

આવા વિચારો કરી કરીને તે ઘડીકમાં પોતાના પર, તો ઘડીકમાં સ્ત્રીઓ ઉપર ખીજાવા લાગ્યા.

માનું શ્રાદ્ધ થઈ ગયા પછી એક દિવસ ગોકુલને ભાવિ સસરા મહાશયનો પત્ર મળ્યો. એ વાંચીને ગોકુલે આગળ ભણવાનું નક્કી કર્યું. તેને કોઈ કોલેજમાં દાખલ થવા માટે કલકત્તા જવાનું મન થયું. નારાયણીએ આ બાબતમાં એને ખૂબ ઉત્સાહ આપ્યો, પરંતુ ઘરમાં તે અને વૃદ્ધ નોકર હરિપદ સિવાય બીજું કોઈ હતું નહિ, એટલે, ફોઈબાને ઘરમાં એકલાં રહેતાં બહુ વીતશે એમ સમજી, ગોકુલ પોતાની જ્ઞાતિની એક વિધવાને ઘરમાં ગોઠવતો ગયો, જે આખો દિવસ ઘરમાં જ રહે, અને બધાં કામકાજમાં નારાયણીને મદદ કરે.

માની માંદગીને લીધે લક્ષ્મી તે વખતે મામાને ઘેર આવી હતી. કલકત્તા જવાના આગલા દિવસે, ગોકુલ તેમને ઘેર ગયો, અને આખા ગામમાં પોતાનું હિત ચાહનારી બે સ્ત્રીઓ—લક્ષ્મી અને તેની મા સરસ્વતીને, ફોઈબાની સંભાળ રાખવાનું ખાસ કહ્યું: બીજી હતી તેની કાકી મનોરમા. એ તો ઘરના જ હતી, એટલે એને આગ્રહ કરીને કંઈ કહેવાની જરૂર નહોતી.

ગમે તેમ હો, જોતજોતામાં વરસ વીતી ગયું. પછી એક દિવસ દશેક વાગે, બોઝ ઘરની ગાડી જ્યારે વર અને કન્યાને લઈને ઘરના બારણા આગળ આવીને ઊભી, ત્યારે ઘરમાંથી શંખધ્વનિ અને કેટલીક સ્ત્રીઓના ગળાનો હુલુરવ ભળીને આકાશમાં ચડયો, અને તેણે દૂર દૂર સુધી ગોકુલના મા કુસુમના દુ:ખની નવેસરથી દુનિયામાં જાહેરાત કરી.

મેલેરિયાથી દુબળી પડી ગયેલી અમિયાને તે દિવસે પહેલવહેલી જોઈને લક્ષ્મીના હૃદયના ઊંડાણમાં કોણ જાણે શું નું શું થઈ ગયું. પરંતુ શું થયું અને શાથી થયું તે એ પોતે પણ નક્કી કરી શકી નહિ.

ત્યાર પછી એક દિવસ, વિનયબાબુ આવીને છોકરીને લઈ ગયા. કોલેજની ઉનાળાની લાંબી રજાઓ પૂરી થવાને હજી થોડા દિવસ બાકી હતા, એટલે ગોકુલ ઘેર જ રહ્યો.

થોડા દિવસથી સરસ્વતીના રોગની પરખ થઈ શકી હતી. તે ક્ષય હતો. પતિના આગ્રહથી લક્ષ્મીએ હુગલીથી કોઈ સારા દાક્તરને તેડાવ્યો હતો અને માનાં દવાદારૂ શરૂ કર્યાં હતાં. ગોકુલ દરરોજ

આવીને સરસ્વતીની પાસે બેસી, પોતાના જ્ઞાન અને અનુભવ પ્રમાણે કોઈ કોઇ વાર નાડી જોઈ જતો, તો ખાંસીના અવાજ અને કફનાં રંગની પરીક્ષા કરી જતો.

આજે સરસ્વતીને વધારે છે એવું સાંભળી, સવારથી જ એ આવ્યો હતો અને દાક્તરને તેડી લાવવા માટે મુદ્દામ માણસને મોકલ્યો હતો.

સરસ્વતીએ ગોકુલને પોતાની પાસે બેસવાનું કહ્યું. પછી ક્ષીણ કંઠે કહ્યું: "ગયે જનમે તુ મારા પેટનો દીકરો હતો, ગોકુલ!'

બોલતાં ખુક ખુક કરીને તેમણે બે વાર ખાંધી ખાધી.

ગોકુલ બોલી ઊઠયો: 'એ વાત આજે કંઇ તમે નવી નથી કહેતાં, માશીમા!'

સરસ્વતીએ કહ્યું: 'નવી તો નથી જ—પરંતુ આજે મારું મન જેવી રીતે એ શબ્દો બોલે છે, ગોકુલ, એવી રીતે, એટલી ખાતરીથી હું પહેલાં કદીયે બોલી નથી–બોલી શકી નથી, એટલું તું યાદ રાખજે, ભાઈ!'

આમ કહી તે ફરીથી હસી.

ગોકુલ શરમાઇ જઈને બોલ્યો: 'એવી વાતો કરીને આજે શું કામ છે, માશીમા!'

'ના ભાઇ, હજી તુ એવું કહે છે? હું હવે કેટલું જીવવાની છું, ગોકુલ? મને ખબર છે કે તમે બધા મને આવું બધું બોલવ નહિ દો, પરંતુ મોઢે 'નથી મરવાની' એવું બોલીને યે માણસ મરે તો છે જ.'

બોલતાં બોલતાં ખાંસી આવવાથી તે ચૂપ થઇ.

ખાંસી આવી નહોતી. પણ આટલું બધું બોલવાથી એ હાંફી ગઇ હતી. તેથી જરા વિસામો લેવા લાગી.

એ જોઇ ગોકુલ બોલી ઊઠયો: ' એ ગમે તે હોય, માશીબા, તમે હવે બહુ ન બોલો તો સારૂ.'

' ના, ભાઇ! હવે બહુ બોલવાની મારામાં શક્તિ પણ નથી, એટલે બોલવાની વાત એકવાર બોલી નાખું તો મને હાશ થાય. જો, ભાઇ! આ એક વાત ઘણા દિવસથી મારા મનમાં ઘુમાયા કરે છે, કે માણસ જેની આશા રાખે છે, અને જે થવાથી તેના મનને શાંતિ મળે એવું લાગે છે તેવું જગતમાં કદી થતું નથી. એટલે હવે હું એનું દુઃખ કરતી નથી, ગોકુલ! માત્ર ભગવાનની આગળ એટલી પ્રાર્થના કરૂં છું કે મારી લક્ષ્મીને જે મળ્યું છે એમાં જ તેને શાંતિ મળે!'

આટલું બોલી તે અટકી ગઇ—કદાચ મનનો આવેગ શાંત કરવા થોભી હશે. તેની આંખોના ખૂણામાં બે અશ્રુબિંદુ આવી ભરાયાં.

તે આંખો લૂછી નાખતાં બોલી: ' હવે એને પહેરવે ખાવે દુઃખ નહિ પડે એટલું એનું નસીબ!'

એટલામાં લક્ષ્મી ગરમ દૂધની વાટકી લઇને અંદર આવી. તેણે માને કહ્યું: ' આ શું મા! ક્યારની બોલ બોલ કરે છે!'

આમ કહી તેણે ગોકુલની સામે જોયું.

ગોકુલ ગુનેગારની પેઠે બોલી ઊઠયો: ' હું શું કરૂં, લક્ષ્મી? કેટકેટલી ના કહું છું, પણ માશીબા મારૂં માનતાં જ નથી તો!'

એનો કશો જવાબ દીધા વગર લક્ષ્મીએ કહ્યું: ' ઊઠો, મા! દૂધ લાવી છું, પી લો!'

' ના, બહેન, હવે મને કશું ખાવાનું મન નથી. મારા સમ, લક્ષ્મી! હવે આવી વાતમાં મને ગુસ્સે ન કર. મારૂં માને તો તું પણ અહીં મારા ઓશીકા આગળ આવીને બેસ.'

બોલતાં બોલતાં તેણે ખાંસી ખાવા માંડી.

લક્ષ્મી પણ હવે વધારે હા ના કર્યા વગર માના પગ આગળ બેસી ગઇ. બેસી ગઈ. બેસીને ગોકુલની સામે જોઇ તેણે કહ્યું: 'દાક્તરને એકદમ આવવાનું કહેવરાવ્યું છે ને, ગોકુલ દા ?'

સરસ્વતી બોલી ઊઠી: 'હવે દાકતર તો શું, લક્ષ્મી. પણ દેવનો દેવ મહાદેવ પોતે આવે તો પણ હવે મારો રોગ મટાડી શકે તેમ નથી, એટલું તને નથી સમજાતું શું ? નહિ, નહિ, હવે હું દવા ખાવાની નથી–છેલ્લી ઘડીએ મને હેરાન ન કરતી લક્ષ્મી !'

'આ શું બોલે છે, મા ?' કહી લક્ષ્મી પાલવથી મોં દાબી રોવા લાગી.

સરસ્વતી દીકરીને દિલાસો આપવા લાગી.

થોડીવાર પછી વળી તેણે કહ્યું: 'જો બેટા, મરતી વખતે પણ હું તમને બંનેને આમ જોડાજોડ બેઠેલાં જોઇને મરૂં છું. આ મારી મોટી કામના હતી, ગોકુલ! જો બેટા, આ સુખમાંથી મને વંચિત કરશો નહિ ! અરે, દાદા આજે સવારના કેમ દેખાતા નથી ?'

લક્ષ્મી રડતાં રડતાં બોલી: 'શી ખબર, શેઠિયાઓએ શું કરવા બોલાવ્યા હશે–સવારના ગોકુલદાને અહીં મૂકી તેઓ ગયા છે–હજી આવ્યા નહિ !'

સરસ્વતીએ કહ્યું; 'નથી આવ્યા, પણ હમણાં આવશે–આહા! એના મનમાં અત્યારે શું થાય છે તેની તમને કેમ ખબર પડે, બાઈ!'

બોલતાં બોલતાં તેની આંખોમાંથી આંસુનો રેલ ચાલી.

થોડીવાર પછી લક્ષ્મી ઘરમાંથી બહાર નીકળી ગઇ. સરસ્વતીએ કહ્યું: 'જો ભાઇ ગોકુલ, હવે ફરી કદાચ વાત કરવાનો વખત નહિ મળે, બોલવાની શક્તિ પણ નહિ હોય, તેથી અત્યારે જ તને એક છેલ્લી વાત કહેતી જાઉં છું, મારા રતન! મારા આ શબ્દો કદી ભૂલતો નહિ, ગોકુલ! મારી લક્ષ્મીને ભૂલતો નહિ,–દીકરી મારી રિસાળ બહુ છે એટલે કહું છું, કે એ કદી કોઈ વખત તારી પાસે

આવીને હઠ કરે, કે એ વેણુ બોલી જાય તો ભાઇ, ગુસ્સે થતો નહિ. કહે, ભાઈ, તારી માસીમાનું આટલું વેણુ પાળીશ ને ? '

આમ કહી એણે ગોકુલનો હાથ પોતાના દુબળા હાથમાં પકડયો.

ગોકુલનું ગળું ભરાઇ આવ્યું. તે બોલ્યો. ' પાળીશ, માશીમા, પાળીશ. અને એના સિવાય મારૂં પણ ઘરનું માણુસ હવે બીજું કોણુ રહ્યું, કહો ? '

' તું ખરૂં બોલ્યો, ગોકુલ! દુનિયામાં તારૂં ભલું ચાહનાર એનાથી મોટું બીજું કોઈ નથી એ હું હિંમતથી કહું છું.'

બોલતાં બોલતાં ડૂસકાં ભરી તેમણે રડવા માંડયું.

: ૧૨ :

સરસ્વતી સાચું જ બોલી હતી, એને ફરી વખત મળ્યો નહિ, તે જ દિવસે રાતે બે વાગે, તેના પ્રાણ શરીર છોડીને ચાલી ગયા હતા.

કોલેજ કયારની ઉઘડી ગઈ હતી; અને અહીં ઘેર બેસી રહેવાની પણ કંઈ જરૂર નહોતી. એટલે ગોકુલ આજ પચીસેક દિવસ થયાં કલકત્તા ચાલ્યો ગયો હતો.

આજે માસીબાના શ્રાદ્ધ નિમિત્તે ફરી ઘેર આવ્યો હતો.

શરદબાબુએ ખૂબ ધામધૂમપૂર્વક સાસુની શ્રાદ્ધ વિધિ કરી. દાદા સત્યચરણ સારી પેઠે ગાંજો ચડાવીને, આંખ લાલ કરી, નિમંત્રિત વ્યક્તિઓને સત્કારવા લાગ્યા. ગોકુલ બીજા નિમંત્રિતોની પેઠે નિમંત્રણ મળતાં આવ્યો; આવ્યો ને પાછો કલકત્તા ચાલ્યો ગયો.

એ ગમે તેમ હો, પણ આ તરફ એક મોટી નવાઈની વાત એ બની કે બહેનના શરીરને અગ્નિસંસ્કાર કરીને આવ્યા તે વખતે દાદા સત્યચરણ જે રડયા છે રડયા છે, બસ, તે પછી તે રડયા જ નથી. તે પછી આ એક મહિનામાં એક પળ પણ કોઈએ તેમને, બહેનને યાદ કરીને આંસુનું એક ટીપું પાડતા જોયા નથી. બીજો તેમનામાં એ ફેરફાર એ થયો છે કે આજકાલ જેમ દિવસો જાય છે તેમ તેમ ગાંજો તેમને અધિકાધિક પ્રિય થતો જાય છે. લક્ષ્મી ન પીવાનું સમજાવવા જાય છે તો કોઈવાર શાન્ત છોકરાની પેઠે નીચું માથું કરીને સાંભળી રહે છે, તો કોઈવાર ચીડાઇને બોલી ઊઠે છેઃ 'જા, બાપુ, જા! બબડાટ મા કર, મારી આગળ! ગાંજો હું કંઈ આજે નવાઈનો નથી પીતો!'

આટલું બોલતાં બોલતાં તેમનાં આંખ મોંનો ભાવ એકદમ એવો બની જાય છે કે પછી બોલી ઊઠે છેઃ 'જો, હું ગાંજો ખાઉં છું ખરો, પણ બીજા લોકોના જેવો હું ગાંજાખોર નથી, કદી પણ હું એવો થયો નથી, એ જાણે છે? અને, ગાંજો ગમે તેટલી ખરાબ ચીજ હોય, પણ મને એ સારો લાગે છે.—હાં, શું કહે છે? રાંગા વહુને મૂએ પુરું વરસ તો થયું નથી, એટલામાં પુરી પણ મરી ગઈ —તે વખતે મેં આ ગાંજો ખાવાનું શરૂ કર્યું તેથી જ હું ટકી શક્યો હતો. મારી જગાએ બીજો હોત તો એમને મરતાં જોઈ પોતે પણ સાથે સાથે ગળામાં ફાંસો ખાઈને મરત. એમની આ તો બેટીનું મોં જોઈને બે દિવસ પણ રહી શકત નહિ.' આવું કંઈ કંઈ અર્થહીન તે બોલ્યા કરે છે.

આને લીધે લક્ષ્મીના શોકાકુલ હૃદયમાં એવી કોઈ ગાઢ વેદના ધીરે ધીરે જામતી જતી હતી કે એને લીધે એ દિવસે દિવસે વ્યાકુળ બની જતી હતી. માનો શોક ધીરેધીરે એને સહ્ય બનતો જતો હતો પણ તેના આ પિતાતુલ્ય મામામાં આ ફેરફાર થયેલો જોઈ એના મનમાં અણધાર્યો ભય પેસવા માંડયો હતો. આને લીધે તેની આંખે આખી પૃથ્વી અંધારી દેખાવા માંડી હતી.

છેવટે ખૂબ વિચાર કરી કરીને તે આજે મામાની પાસે જઈને ઊભી; અને બીતી બીતી બોલીઃ 'મામાબાબુ, મારે એક વાત કહેવી છે, માનશો?'

મામાબાબુ આ વખતે ઘરના આંગણામાં એક ઝાડની નીચે બેઠા બેઠા ખૂબ કાળજીપૂર્વક ગાંજો મસળતા હતા. તેમણે ઊંચું જોઈ કહ્યું: 'શું છે, કહે તો ખરી?'

'તમારે હવે આ ઘરમાં રહેવાનું નથી—હું તમને મારી સાથે મારે ઘેર લઈ જઈશ. ત્યાં તમારે રહેવાનું છે.'

મામાએ હસતાં હસતાં કહ્યુંઃ 'જા જા ગાંડી! મને ખબર છે તું તો આવું જ કહેવાની, પણ તારા ઘરનું અનાજ ખાવાનું મારે

કંઈ કારણ? તો તો પછી મેં તારા લગન વખતે, સરોને માટે શરદ બાબાજીના રૂપિયા લીધા હતા તે વિષે લોકો કંઈ કંઈ વાતો કરવા માંડશે એ ખબર છે? લોકો નિંદા કરશે ને જમાઇને ફોલી ખાશે. મારી ખાતર જમાઇને હું શું કરવા દુઃખી કરું? જા, આવી બસ,—ધૂમાડો લાગશે!'

આમ બોલી સૂ કરીને એણે ચલમનો એક દમ લીધો, અને ખક ખક ખાંસી ખાવા માંડી—એનું મોં લાલ લાલ થઈ ગયું. ખાંસીનો વેગ જરા ધીમો થતાં લક્ષ્મીની સામે જોઈ એણે ફરીથી કહ્યું: 'કેમ રે, હજી તું અહીં ઊભી રહી છે? ના, મા, ના! તું જતી રહે—તું ગમે તે કહે, પણ હું કદી તારું માનવાનો નથી. અને હું તો પરમ દહાડે રવિવારે કાશી જવાનું નક્કી કરીને બેઠો છું,—જવાનો જ છું!'

લક્ષ્મીને રડી પડવાનું મન થયું. મહાકષ્ટે રડવું રોકી રાખી તે તે બોલી: 'આ વળી શું? નહિ, નહિ, તમે કહો, મારી સાથે આવો છો કે નહિ,—નહિ કેમ આવો? આવવું જ પડશે! અમારા પૈસા ખાવાનું તમને કયાં કહું છું તે?—અને એવું કહેવાની મારે જરૂર પણ શી, કહો તો?'

પોતાની પ્રશંસાથી ખુશ થઈ મામાબાબુ હસતાં હસતાં બોલ્યાઃ 'હં, મા! તું જ કહે જોઉં હું શું બેકાર છું તે પારકા પૈસાથી પેટ ભરું?'

આમ કહી કંઠસ્વર બદલી નાખી બોલી ઊઠયા: 'મને બધી ખબર છે તો. લોકો ભલેને જેને જે કહેવું હોય તે કહે, પણ તમે મા બેટી કદી એવી બેઈમાની કરો એવાં નથી, એની મને ખબર છે, લક્ષ્મી! ઓહ—હોલવાઈ ગઇ!—'

આમ કહી ફરી એણે દેવતા સળગાવ્યો અને એક ઘૂંટ લીધી.

વળી ફરીને બોલવા માંડ્યુંઃ 'સરો સ્વર્ગમાં ગઈ, મા, પરંતુ ત્યાં એ દેવતાઓની આગળ મારે નામે શું કહેતી ફરે છે, ખબર છે?'

આમ કહી લાલ લાલ આંખે લક્ષ્મીની સામું જોઇને તેણે કહ્યુંઃ 'ના, તું હજી બાળક છે, લક્ષ્મી! આ બધી વાતો તને નહિ સમજાય. તને થશે કે મામા અહંકારી બની ગયા છે.'

બોલી વળી તેમણે એક દમ લીધો.

લક્ષ્મી અત્યાર સુધી મૂંગીમૂંગી બેસીને મામાને બોલતા સાંભળી રહી હતી. મામાબાબુ મોંમાંથી ધૂમાડો કાઢી આગળ કંઇ બોલવા જતા હતા, એટલામાં લક્ષ્માએ બીજાઇને તેમને બોલતા અટકાવી કહ્યુંઃ 'હા, હા જાણું છું—તમે હવે ક્યારે આવો છો, એ કહોને!'

'ક્યાં, તારે ઘેર?—છટ્, એ નહિ બને!'

આ પછી લક્ષ્મીએ એમના પગમાં પડી ખૂબ રડી રડીને એમને સમજાવ્યા, પરંતુ કંઈ વળ્યું નહિ.

છેવટે લક્ષ્મીએ રડતાં રડતાં રોષે ભરાઈને કહ્યુંઃ 'આ તમારી મોટી ભૂલ છે, મામા!'

મામા પણ એ સાંભળી બોલી ઊઠ્યાઃ 'તું તો એવું જ કહેવાની તો! પેલે દિવસ નારાયણ પણ એવું જ કહેતો હતો. સરોનું શ્રાદ્ધ થઈ ગયા પછી પણ આટલા દિવસ આ બકનાહાટીમાં હું રહ્યો, તેને માટે મેં સારૂં કર્યું એમ કહેવાને બદલે તું કહે છે કે તમે ભૂલ કરી! હા, ભાઈ! હા!

આ પછી એક દિવસ ઓચિંતાના સમાચાર ફેલાયા કે સત્યબાબુ કાશી ગયા છે. તે દિવસે ગામના લોકો એકબીજાનાં મોં સામે જોઇને કહેવા લાગ્યાઃ 'આટલા દિવસ અહીં રહ્યો એ જ નવાઈ લાગે છે—બાકી જવાનો તો એ હતો જ!'

: ૧૩ :

આજે બપોરે લક્ષ્મી તેના જ આવવાની રાહ જોતી આતુર બનીને બેઠી હતી. છતાં તડકામાં પરસેવે રેબઝેબ થઈને આવેલા ડોસા હરિપદની પહેલી બૂમ તેના કાને પહોંચી નહિ.

બે વરસ વીતી ગયાં છે. એફ. એ. પરીક્ષા આપીને ગોકુલ ઘેર આવવાનો હતો તેના થોડા દિવસ પહેલાં નારાયણીએ એને કાગળ લખ્યો હતો કે વહુમાને લઈને આવજે. પરંતુ છોકરી તે વખતે પણ પૂરી સાજી થઈ નથી એવો દાક્તરોનો અભિપ્રાય મળવાથી વિનય બાબુએ છોકરીને મોકલવાની હિંમત કરી નહિ એટલે ગોકુલને એકલાં જ ઘેર આવવું પડયું.

ગોકુલ હવે બી. એ.નું વાંચતો હતો. આજે થોડા દિવસ થયાં, ઘેરથી આવેલા કાગળ પરથી તેને જાણવા મળ્યું છે કે ફોઈબાની સાથે જે વિધવા બાઈ રહેતી હતી તે હવે બીજે ક્યાંક જતી રહી છે. માણસને રાખવાનો ફાયદો નારાયણી પૂરેપૂરો સમજતી હતી, પણ ખાલી કોઈને રાખવાની એને ઇચ્છા નહોતી. તેણે ગોકુલને લખ્યું હતું કે વૃદ્ધ હરિપદ અને મારી ચૌદ વરસની વહુમાને લઈને હું તો નિરાંતે રહીશ. અને તું પણ ગોકુલ, વરસમાં બે ત્રણ વખત તો ઘેર આવવાનો ખરોને? ગમે તેમ હો, પણ આ વખતે વેવાઈ મહાશય છોકરીને મોકલવાની કશી આનાકાની ન કરે એટલી મારી તેમને વિનતિ છે.

આ તરફ છોકરી પણ ખૂબ સ્વસ્થ અને સશક્ત બની ગઈ

હતી, એટલે કાલે રાત્રે આઠ વાગે વિનયબાબુ જાતે આવીને છોકરીને મૂકી ગયા હતા. ગોકુલથી આવવાનું બન્યું નહોતું.

નારાયણીનો હુકમ મળતાં કાલે રાતે નવ વાગ્યા પછી હરિપદ આવીને લક્ષ્મીને કહી ગયો હતો કે આજે બપોરે તે એને તેડવા સારૂ આવશે. એટલે આજે લક્ષ્મી વહેલી વહેલી રસોડાનું કામ પતાવી હરિપદની રાહ જોતી બેઠી હતી, અને પોતાના મનમાં શી ખબર શું વિચાર કરતી હતી! ઘડીએ ઘડીએ દર્પણમાં મોં જોતી હતી કે મોંનો ભાવ બરાબર છે કે નહિ! પરંતુ ઠીક છે કે નહિ તે વારંવાર જોવા છતાંયે તે કોઇ રીતે નક્કી કરી શકતી નહોતી એટલે રહીરહીને અસહ્ય ચીડથી તેનું હૃદય ભરાઈ જતું હતું.

લક્ષ્મીએ ઓચિંતાનો અવાજ સાંભળ્યો: 'ખટ ખટ ખટ! ઓ લક્ષ્મી! ઓ રે...ઓ બેંદીની મા, બારણું—'

લક્ષ્મી દોડીને આંગણામાં આવીને બોલી: 'કોણ, હરિપદ દા?'

બહારથી હરિપદ હાંફતો હાંફતો બોલ્યો: 'હા બહેન—ઝટઝટ બારણું ઉઘાડો—કેટલો તાપ—'

બારણું ઉઘાડતાં જ લક્ષ્મીએ જોયું તો વૃદ્ધ હરિપદનો ચહેરો લાલચોળ થઈ ગયો હતો. તે જોઈ બહુ ભોંઠી પડી ગઈ. તેને ઘરમાં બોલાવી તે જાતે તેને પંખો નાખવા બેઠી.

હરિપદે તેને તેમ કરતાં અટકાવી, પણ લક્ષ્મીએ તેને એક શબ્દમાં હરાવી દીધો.

જવાબમાં કહ્યું: 'ના દિદિમણી, હવે પહેલાં જેવું મોં નથી—તે હોય જ ને—કેટલી માંદી રહી—પણ હવે સારૂં થયું છે.'

હરિપદના અવાજથી બેંદીની માની કાચી ઊંઘ ઊડી ગઈ હતી. તે મોં ચડાવી બહાર આવીને બેઠી હતી. હરિપદનું બોલવું તેનાથી ખમાયું નહિ. તે બોલી ઊઠી: 'ઓહો હો! મેં યે આજે બજારમાં

જતાં એનું મોં જોવું જ છે તો! પણ ગમે તે કહો બાણુ! અમારી માની આગળ એ કંઈ નહિ!'

હરિપદ ભોંઠો પડીને કંઇક બોલવા જતો હતો.

લક્ષ્મી બંનેને અટકાવીને દાસીને ઉદ્દેશીને બોલીઃ 'તું હવે રહે—બોલી એ તો!'

હેમા એકદમ લડવાને તૈયાર થઇ ગઇ. તે બોલીઃ 'તે કોઈની બીક લાગે છે, મા? શું કરવા ન બોલું? તમને ન દેખાય તમારૂં રૂપ, એટલે બીજાએ પણ નથી દેખતા એમ તમારું કહેવું છે શું? તમને શરીરની પડી નથી! એટલી બેદરકારી દુનિયામાં કોઇ છોકરીમાં નહિ હોય, મારી મા!'

લક્ષ્મી એની આ દાસીનો સ્વભાવ બરાબર સમજતી હતી. તે ચીડાઈને બોલીઃ 'તેં કેટલાં માણસો જોયાં, એ તો કહે, મા! હવે રાખ, ક્યારે ત્યારે આવું બોલવું તે સારૂં નથી લાગતું!'

સારૂં નથી લાગતું એની તો હેમીને યે ખબર હતી એટલે તે મૂંગી રહી.

× × ×

લક્ષ્મી પાલખીમાંથી ઊતરીને ઘરમાં દાખલ થઇ. નિસરણી ચડીને ઉપર જઈ તેણે જોયું તો મનોરમા પણ આવેલી હતી. એટલે એણે પહેલાં મનોરમાને અને પછી નારાયણીને પ્રણામ કર્યાં. મનોરમાએ આશીર્વાદ આપ્યા, અને નારાયણીએ પોતાની વહુમાની સામે જોયું. ઈશારો સમજી જઈને, વહુમા લક્ષ્મીને પ્રણામ કરવા ગઇ, પણ લક્ષ્મીએ વચમાં જ તેને પકડી લઇ કહ્યુંઃ 'રહે, બાઈ, તારાથી મને પગે ન લગાય!'

નારાયણી તેના વિરોધમાં કંઇક કહેવા જતી હતી, પણ લક્ષ્મી ધીમું હસીને વચમાં જ બોલી ઊઠીઃ 'ઠીક ફોઇબા, તમારી વહુમા મને ઓળખી શકે છે કે નહિ પૂછો જોઈએ!'

'તું જ જાતે પૂછને!' 'આમ કહી નારાયણીએ એક વિશિષ્ટ નજરે વહુમાની સામે જોયું. 'ઓળખશે, તમે બધાં મારી વહુને શું સમજો છો તે?'

લક્ષ્મીએ હોઠમાં હસીને પૂછ્યું: 'કેમ મને ઓળખી?'

આ વખતે મનોરમા બોલી. સ્નેહમિશ્રિત કૃત્રિમ શ્લેષભર્યા સ્વરે તેણે કહ્યું: 'હાય! હાય! ઓળખવાનું જ પૂછે છે? એ બાબતમાં મારી છોકરી જેવી તેવી નથી. બાપને ઘેર ગયા પછી લક્ષ્મીનાં વખાણ કરતાં એનું મોં થાકતું નહોતું, ખબર છે, બહેન? બાપે આટલાં ઘરેણાં આપ્યાં, તેં આપ્યું, મેં આપ્યું, પણ એ બધાથી છોકરીનું મન ભરાયું નહિ. પણ લગન વખતે જેણે એને કુંડળ ભેટ આપ્યું હતું તે એની કોણ થાય એવું જ એને પૂછોને!'

આમ બોલી તેમણે સ્નેહ ભરપૂર નજરે પોતાના ભાઇની દીકરીની સામે જોયું. બોલતાં બોલતાં તેમનું મોં લાલ થઇ ગયું હતું. વળી તે બોલ્યાં. 'સૌ કહે છે, ભગવાને કેવી જોડ મેળવી છે!'

આ વખતે કોણ જાણે કેમ, લક્ષ્મીનું મોં એક પળભર સુકાઈ ગયું—એના મોં પરથી લોહી ઊડી ગયું! પણ કોઇની નજરે તે પડ્યું નહિ.

નારાયણી વહુનો પક્ષ લઇને હસતી હસતી બોલી: 'તે એમાં વહુમાનો એવો મોટો દોષ પણ શો થયો છે તે, બહેન!' બોલતાં બોલતાં, આ ઘટનાની સાથે શી ખબર શું સાદસ્ય હશે કે એને એની સ્વર્ગસ્થ ભાભી કુસુમ યાદ આવી ગઇ. એકદમ તે રડી પડી; 'મારી કુસુમ પણ મને ઠાકુરઝી કહીને કેવા વહાલથી બોલાવતી!'

આવું જાણુતી હોત તો આટલી મજાક ન કરત એમ ધારી મનોરમા લજ્જિત અને દુ:ખી થઇ, અને આર્દ્ર કંઠે દિદિને દિલાસો દેવાનો પ્રયત્ન કરવા લાગી.

આ તરફ લક્ષ્મી અમિયાનો હાથ પકડી બાજુના એક ઓરડામાં જતી રહી.

: ૧૪ :

દોઢ મહિના પછી એક દિવસ અપોરે નારાયણી, લક્ષ્મીની મદદથી વહુમાને કાગળ લખવાનો હુકમ કરી પોતાના ઓરડામાં જઈને સૂઈ રહી. હવે લક્ષ્મી ને વહુમા જે ઓરડામાં બેઠાં હતાં તે ઓરડો વહુમાનો ઓરડો કહેવાતો હતો.

આજકાલ બંને વચ્ચે સારો ભાવ જામી ગયો હતો. આ પહેલાં લક્ષ્મીના હૃદયમાં, અમિયાનું નામ પડતાં કશાકનો ભય લાગતો, પણ હવે તેવું લાગતું નહોતું. હવે જે લાગતું હતું તે પહેલાંના જેવું ઘાતક નહિ, પણ ઉલટું પ્રેમાળ લાગતું હતું. પહેલાં લક્ષ્મીને થતું કે અમિયા કદાચ મારી રીતભાત જોઈને કંઈનું કંઈ ધારી બેસશે, અને એને પરિણામે શરૂઆતમાં તો એ માત્ર ગુસ્સે જ થશે, પણ પછી ધીમે ધીમે, એ ઘરની સાથેનો મારો તમામ સંબંધ હમેશને માટે લુપ્ત થઈ જશે, અને પછી એનું પરિણામ આગળ જતાં શુંનું શું આવી ઊભશે તે કહી શકાય નહિ.

પરંતુ આજકાલ લક્ષ્મી બરાબર સમજી ગઈ છે કે દેશકાલ, અને પાત્ર હિસાબે સંભવિત હોય કે ન હોય, પરંતુ અમિયા કલકત્તાની છોકરી નથી. મારી વાતચીત અને આચારવિચાર થોડીઘણી વિલક્ષણતા જોઈ કંઈક માની લેવું, અને કંઈક ધારણા બાંધી બેસી ગુસ્સો કરવો એ અમિયાને માટે કદી સંભવિત જ નથી. ઉલટું, જો લાગલાગટ બેત્રણ દિવસ સુધી હું એને મળવા ન જાઉં તો એ મારી ઉપર ખૂબ રીસ ચડાવવાની એ વિષે લગીરે શંકા નહિ. એટલે,

વખતે કંઇક કરતાં અમિયાને ખોટું લાગી જાય, એ બીકે, લક્ષ્મી આજકાલ ખૂબ જ સાવધ રહે છે, અને આનંદમાં જ રહે છે.

ઓરડામાં જમીન પર પગ લાંબા કરીને બેસી, ખોળામાં કાગળ અને ચોપડી લઇને, ખડિયામાં કલમ બોળી, અમિયા બોલીઃ ' શું લખું, ઠાકુર-ઝી ! કહો તો!'

લક્ષ્મી પાટ ઉપર, ઘરની ઓતરાદી બારી આગળ કોણીનું ઓશીકું કરીને પડી હતી, અને ઘરનાં આંગણામાં ઊગેલા લીમડાની એક ડાળી પર બેઠેલો કાગડો બપોરના તડકામાં પોતાની જીવન સખીના વિરહમાં વ્યગ્ર બની કાકા કા કા કરતો હતો, તેને એકીટશે જોઈ રહી હતી.

અત્યારે પણ તે તરફ જ નજર સ્થિર કરીને તે બોલીઃ ' તું જ લખને-હું તને શું લખાવું બાઇ ?'

અમિયા મંદમંદ હસની હસતી દૃષ્ટિનું મોં જોવાની કોશીશ કરતી કરતી બોલીઃ ' વાહ રે ! મને ' તું ' કહો છો—'

લક્ષ્મી પણ હસી પડી અમિયાની સામે જોઈ બોલીઃ ' એયે સમજી ગઈ, વાહ !' પછી ગંભીર બનીને બોલીઃ ' તે હું ક્યાં ખોટું બોલી છું, અમી ! તારે તારા ધણીને કાગળ લખવો છે, એમાં હું તને શું લખાવું ?'

' તો નહિ લખાવો ?'

' પાછી છોકરમત !—કેમરે, ગેલી થઈ ગઈ ? લખવું નથી ?'

' મારી જવાબદારી પૂરી થઈ ગઈ—કોઈયો પૂછશે તો સાચે સાચું કહી દઇશ.'

લક્ષ્મીએ હસીને કહ્યુંઃ ' શું કહી દઇશ ?'

' શું કહીશ તે મારે જોવાનું છે—હું ગમે તે કહું—ના બાઈ, લખાવતી હોય તો લખાવ, નહિ તો આ બધું ઊંચકીને મૂકી દઉં—'

સમજી! તમે મોઢું આમ ફેરવીને બેઠા હતા ખરાને?— તમે તો ખરા છો, ઠાકુરઝી! હું હોડ બકીને કહું છું કે જે તમને એ રીતે જુએ તે મારી પેઠે જ કહે—'

'ઠીક ઠીક, હવે તું લખ—ઝટ ઝટ પૂરો કરી નાખ!'

વળી ફરી અમી કાગળ કલમ લઇને બેઠી.

પછી પત્ર લખવાનું પૂરું કરી લક્ષ્મીએ કહ્યું: 'ઇતિ, તમારાં તમારાં શ્રીચરણની દાસી! પછી તારું નામ લખીને આખોયે કાગળ વાંચી જા, જોઉં—'

અમીએ વાંચવા માંડ્યું:

શ્રી શ્રી દુર્ગા

સહાય!

પ્રાણાધાર,

હું તમારી અમિયા, ફોઇબાએ મને કાગળ લખવાનું કહ્યું છે, એટલે તમને કાગળ લખવા બેઠી છું. મારો વાંક નથી. અને તમને કાગળ લખું એમાં મારો વાંક શો? ફોઇબાએ જે લખવાનું કહ્યું છે તે પછી કહું છું, પણ પહેલાં તો મારી પોતાની જ વાત કરું. તમે તો જાણો છો કે આજકાલ કરતાં મને અહીં આવ્યા લગભગ દોઢ મહિનો થઈ ગયો. મેં તો ધારેલું કે તમે પણ તરત જ આવશો ને બંનેની જોડ જોઇને ગામનાં લોકો આંખો ઠારશે. મને તો આશા હતી કે ભણતરને લીધે કદાચ નહિ આવો તો કાગળ તો જરૂર લખશો જ. એટલા પરથી પણ હું જાણત કે તમે દયા કરીને મને કંઈ કામ સોંપ્યું છે. પરંતુ હવે મને લાગે છે કે આવી ખોટી આશાને મનમાં સ્થાન આપીને મેં મોટી

ભૂલ કરી હતી, ગમે તેમ હો, આશા રાખવા છતાંયે, તમારી પાસેથી જે ભાર મને મળ્યો નહિ, તે ભાર ગ્રહણ કરવાને ફોઇબા મને કીધા જ કરે છે.

એમના ઉપર રોષ કરશો નહિ, કંઈ નુકસાન થવાનું નથી.

બીજી પણ એક વાત કરું. કલકત્તામાં રહીને બસ, પરીક્ષાઓ જ પરીક્ષાઓ આપ્યા કરવી છે શું? હું કંઈ તમને ભણવાની ના નથી કહેતી, અને ના કહેવાનો મને અધિકાર પણ શો છે? પરંતુ કોઇ કોઇવાર ઘેર આવીને દર્શન પણ ન દઈ જવાય? પુરુષો આવા જ હોય છે. બધું સમજે તોયે નથી સમજતા એવો ડોળ કરે--એવાને શું સમજાવી શકાય? સમજાવવાનો પ્રયત્ન કરવો પણ નકામો છે.

ફોઈબાએ કહ્યું છે કે ઘણા દિવસથી તમારો કાગળ કેમ નથી? બીજું એ કહેવડાવ્યું છે કે જેમ બને તેમ જલદી ઘેર આવો, તેઓ કુશળ છે. હું પણ કુશળ છું. તમે કેમ છો તે લખો. લક્ષ્મી ઠાકુરઝી ઘણી વખત ઘેર મળવા આવે છે. ફોઇબાએ એ પણ લખવાનું કહ્યું છે.

વધારે શું લખું? મારા પ્રણામ સ્વીકારજો.

ઇતિ

તમારા શ્રી ચરણની દાસી

અમિયાસુન્દરી

કાગળ વાંચી રહ્યા પછી અમિયાએ કહ્યું: 'આ કયા જાતનો કાગળ દિદિ!—હું તો બધું પૂરું—આ શું? સાચું બોલો, તમારું શરીર સારૂં નથી ખરુંને?'

લક્ષ્મીએ કહ્યું: 'જરા એવું લાગે છે--જોઉં જોઉં કેવું લખ્યું તેં ?'

આમ કહી એણે કાગળ પોતાના હાથમાં લીધો. અમિયા બરાબર વાંચી શકી નહોતી તેથી આખો કાગળ બરાબર સમજી શકાયો નહોતો. એટલે તેણે તે ફરી મનમાં વાંચવા માંડયો. લખવાના દોષને લીધે હો કે પછી બીજા કોઇ કારણથી હો, આ વખતે પણ બધી વાત સ્પષ્ટ સમજાઈ નહિ. તેણે ફરી કાગળ વાંચવા માંડયો. થોડોક વાંચ્યો, એટલામાં અમિયા બોલી ઊઠી—'રહેવા દો, દિદિ! તમારું શરીર સારૂં નથી—જેવો લખાયો તેવો સારો! આજે ન લખ્યું હોય તો સારૂં હતું—આ શું!'

લક્ષ્મીએ અમીની હા માં હા મેળવી કહ્યું.

'હા, અમી, તું ખરું કહે છે! આ કાગળ સારો લખાયો નથી. 'આમ શરીર સારૂં ન હોય ત્યારે કાગળ લખાતો હશે કંઇ? શું કરવો છે આવો કાગળ! છી!' આમ કહી તેણે કાગળને ફાડી નાખ્યો ને તેના ટુકડા બારીમાંથી બહાર ફેંકી દીધા.

અમિયા ખિન્ન થઇને બોલી: 'જેવો લખાયો તેવો ખરો—ફાડી શું કરવા નાખ્યો? એવો એવોયે ટપાલમાં નાખ્યો હોત તો ચાલ્યો જાત! તમે તે કેવાં છો!'

લક્ષ્મી બોલી: 'છી! એવો કાગળ ચાલતો હશે!'

: ૧૫ :

ગામમાં અંગ્રેજી નિશાળ શરૂ થઈ ત્યારથી અવિનાશ પંડિતની પાઠશાળા બંધ થઈ ગઇ હતી. તેઓ હવે 'ગુરુ મશાય' કહેવાવાને બદલે નવમા ધોરણના છોકરાઓને મોઢે 'સર' કહેવાતા હતા.

જમીનદાર મહાશયની સ્વર્ગસ્થ માતાના નામ પરથી આ નિશાળનું નામ પડયું હતું: 'જ્ઞાનેશ્વરી હાઇસ્કૂલ !' આ પાંચ જ વરસમાં નિશાળ આટલી બધી આગળ વધી જશે એવી જમીનદાર મહાશયે સ્વપ્ને પણ આશા રાખી નહોતી.

ગયે વરસે ગોકુલ બી. એ. ની પરીક્ષામાં માન સાથે પાસ થયો હતો. તરત જ જમીનદાર મહાશયે તેને પચાસ રૂપિયાના પગારે મદદનીશ મુખ્ય શિક્ષક તરીકે નીમી દીધો હતો. તે પછી તેના ગુણ જોઇ, તેનાથી ખુશ થઇ, પોતે છૂટા થયા હતા, અને તેને જ પોતાની જગાએ નીમી દીધો હતો.

આ પંદર દિવસ પરની જ આ વાત હતી—ગઇ પહેલી જાન્યુઆરીથી ગોકુલ હેડમાસ્તર થયો હતો.

આજે નિશાળમાં કોઇક તહેવારની રજા હતી. અવિનાશ પંડિત ત્રણેક વાગ્યાના સુમારે લક્ષ્મીને ઘેર ગયા. ઘરમાં પેસતાં જ જોયું તો ખેંદીની મા આંગણામાં એક તરફ બેઠી બેઠી શાક સમારતી હતી.

પંડિતજી બોલ્યા: 'શું કરે છે, ખેંદીની મા !—દિદિમણી હજી ઊંઘે છે કે શું ?'

લક્ષ્મી પોતાના ઓરડામાં કંઈ કામ કરતી હતી. આ બ્રાહ્મણ વગર સ્વાર્થે આટલું ચાલીને આવ્યો નથી એ વિષે લક્ષ્મીને શંકા નહોતી. પરંતુ તે જાણવા છતાંયે તેણે કહ્યું: 'કેમ દાદાઠાકુર,—આ રહી હું અંદર—અહીં આવોને!'

લક્ષ્મીનો કંઠસ્વર સાંભળી ખુશ થઇ હસતા હસતા અવિનાશબાબુ તેની પાસે જઇને બોલ્યા: 'કેમ શું પૂછે છે, દિદિ—કામ વગર શું નહિ અવાતું હોય કહે? મને થયું, લાવ, જરા ભેગો થઇ આવું. એટલે ચાલી આવ્યો!'

આજકાલ લક્ષ્મી દિવસે દિવસે વધારે વિનયી થતી જતી હતી. તે બોલી: 'ખરૂં કહ્યું દાદા ઠાકુર! તમારા સિવાય અમારું બીજું હિતેચ્છુ કોણ છે, કહો! મામાનું પૂછો તો—એ અત્યારે જીવતા છે છે કે કેમ તે પણ—'

'એ હું બધું જાણું છું દિદિ!—આવો વિચિત્ર માણસ કોઇ જોયો નહિ! તારાં ઘરબાર બધાં પડયાં રહ્યાં, તું યે વારૂ, તે આજ દોઢ વરસ થયાં તેનો કાગળપત્તર કંઈ જ નથી શું?'

લક્ષ્મીની આંખો છલકાઈ આવી. તે બોલી: 'ના, છેલ્લા કાગળમાં લખેલું કે તમને દુઃખ થાય એટલા વાસ્તે આજ લગી તમારા રૂપિયા લીધા પણ હવે એ લેવાનો નથી, માટે મોકલતા નહિ. એ પછીથી એમના કશા જ ખબર નથી. રૂપિયા મોકલીએ તો પાછા આવે છે —કાગળ લખીએ તોયે જવાબ આવતો નથી.'

આમ કહી એણે પાલવમાં મોં છુપાવ્યું.

થોડીવાર પછી સ્વસ્થ થઈ તેણે આર્દ્ર કંઠે કહ્યું: 'આજે શું છે, દાદા ઠાકુર?'

'શાનું, દિદિ?'

'આ આજે તમારી નિશાળ વહેલી વહેલી છૂટી ગઈ, એટલે કહું છું.'

'અરે હા—આજે વહેલી વહેલી નથી છૂટી ગઈ, પણ આજે નિશાળ ઊઘડી જ નથી. કોણ જાણે કોઇ મરી ગયું છે, એટલે આજે અમને કામમાંથી છૂટી મળી છે—બાકી મહેનત કંઇ ઓછી કરવી પડે છે તે! શું કરું, દશ વાગ્યાના જવાનું, આખો દિવસ છોકરાંની સાથે લમણાંઝીક કરીને ગળું સુકાઇને લાકડું થઈ જાય છે—ઘડી આરામ મળવાનો કેવો, દિદિ? જરા નવરો બેઠો કે ગોકુલ બાબાજીનો મિજાજ ફરી જાય—'

બોલતાં બોલતાં ગોકુલનું તમામ કામકાજ પંડિતજીના માનસ-પટ પર તરી આવ્યું. તેઓ ગળું ધીમું કરી બોલ્યાઃ 'અમથો ઘડીકમાં હેડમાસ્તર બની ગયો હશે—કેટલી મહેનત કરી શકે છે, મારા બાપ! દહાડે દિવસે ચહેરો કેવો થતો જાય છે! જોયો તો છે ને?'

લક્ષ્મી મંત્રમુગ્ધની પેઠે ગુપચુપ દાદાઠાકુરની વાત સાંભળી રહી હતી. જરાક બોલીને થોભવાની પંડિતજીને ટેવ નહોતી,—પછી ગમે તે વાત ચાલતી હોય.

તેમણે બોલવા જ માંડયુંઃ 'પેલે દિવસ અમે બંને જણ ઘેર જતા હતા, ત્યાં મેં રસ્તામાં કહ્યુંઃ ગોકુલ! આમ નજીવી ભૂલચૂકને વાસ્તે, આટલાં માણસોના દેખતાં આ બુઢ્ઢા આદમીને આવી રીતે ઠપકો દેવાતો હશે, ભાઈ! પરંતુ છોકરાનું મન બહુ કુણું છે, લક્ષ્મી! આટલું હું બોલ્યો ત્યાં તો ટપ દઈને નીચો નમી, મારા પગે હાથ અડકાડી એ શું બોલ્યો, ખબર છે? કહે; પંડિત મશાય, એ બાબતમાં મને માફ કરજો! બહાર આપણો ગમે તે સંબંધ હોય, પણ નિસાળના કામમાં મારે મન બધા સરખા છે. હું પોતે પણ શું કરું છું એ તો જુઓ છો ને?'

લક્ષ્મી ઘરની અંદર બાજુ મોં કરી સાંભળતી હતી. તેથી એકાએક બ્રાહ્મણને શંકા પડી કે કદાચ તેની વાત તે સાંભળતી નથી. તેથી તે બોલ્યા; 'હું બોલું છું તે સાંભળે તો છે ને, બ્હેન?'

લક્ષ્મી કહ્યુંઃ 'બરાબર સાંભળું છું. તમે બોલોને, દાદાઠાકુર!'

પંડિતે બોલવા માંડયું: 'મારાથી એની ના ન પડાઈ, દિદિ! મેં કહ્યું; હારતો ભાઇ! એ તો અમે યે કહીએ છીએ! પણ તું ગમે તે કહે, તોયે આ સારૂં નથી–હદ થાય છે. કોઇનું નામ નથી આપતો, પણ આ બાબતમાં કોઇપણ માસ્તર તારું સારૂં બોલતો નથી, ભાઇ! લોકો કંઇ ખોટું નથી કહેતા કે 'જમીનદારને કામ દેખાડે છે!' પણ ભાઇ, કોઇનાં બાપ મા જીવ પર આવ્યાં હોય તોયે આવી રીતે બૂમો પાડી પાડી પોતાનું શરીર બાંગી નાખવાનું કોઇ નહિ કરે, ભાઇ!—હું તો મોઢામોઢ સાચું લાગે તે કહેવાનો, પછી તને ભલે ખોટું લાગે, કે ગુસ્સો ચડે—'

લક્ષ્મી મોં ફેરવી વૃદ્ધની સામું જોઇ બોલી: 'આનો એણે શો જવાબ દીધો?'

વૃદ્ધે માથું હલાવી કહ્યું: 'બોલે શું? માથું નીચું ઘાલી ઊભો રહ્યો—ઊભો જ રહેને, હું કંઈ જૂઠું, થોડું બોલ્યો હતો તે? મેડા પરના એ ઓરડામાં બેઠો બેઠો સવારના દશ વાગ્યાથી બરાડા પાડીને ભણાવવા માંડે તે ચાર વાગ્યા લગી–એના ઘુમાટા સાંભળી નીચે અમારા કાનના પડદા તૂટી જાય–પરંતુ નવાઇ તો એ કે એનું ગળું બંધ ન થાય, પણ હા, આ વખતે એને ખબર પડશે; શરીર કંઇ સંચો નથી, દિદિ, કે ગમે તેટલું કામ લો તોયે બોલે નહિ! પછી મેં કહ્યું: 'ઠીક ભાઇ, તને દુ:ખ પણ નથી થતું?'

લક્ષ્મી અત્યાર સુધી માથું નીચું ઘાલીને સાંભળી રહી હતી; હવે તેણે ઊંચું જોયું.

ડોસો બોલતો હતો—' પછી એ કહે, ના; એમાં દુ:ખ શાનું થવાનું? પણ થોડા દિવસથી છાતીમાં ક્યાંક જરા દુખે છે––પણ એ બોલવાથી થયું છે કે પછી શરદી લાગવાથી થયું છે, તે બરાબર સમજી શકતો નથી.'

મેં કહ્યું––અરે લક્ષ્મી! ઊભી કેમ થઈ ગઈ––'

ઘરના એક ખૂણામાંથી લક્ષ્મીએ જેમ તેમ કરી જવાબ દીધો: 'આવું છું, આ દવા પીને બેસું છું—'

'વળી પાછો તાવ આવે છે શું?'

લક્ષ્મી પોતાને સ્વસ્થ કરીને બોલી: 'ના, એવું કંઈ નથી, પણ ઘરમાં દવા છે, એટલે આગળથી ચેતતા રહેવું સારું—'

વચમાં જ પંડિતજી બોલ્યા: 'હાં, લક્ષ્મી! બહુ સારું કર્યું એ!—વખત એવો છે—એ છોકરાને યે મેં એવું જ કહ્યું ને—કહ્યું, હા, તને શરદી પણ લાગી હોય તો નવાઇ નહિ.—એ પાછો કોચિંગનું ભણાવવા જાય છે તો—'

લક્ષ્મી ખૂણામાંથી બહાર આવતાં આવતાં બોલી: 'હા, એ તો હું યે જાણું છું—'

બ્રાહ્મણ એના શબ્દો પર ધ્યાન આપ્યા વગર જ બોલતો જતો હતો—' એટલે મેં પણ કહ્યુંને!—કહ્યું કે જો ભાઈ, શરદી લાગે એમાં કાંઈ નવાઈ નથી. આજકાલ તો તડકો હોય છે ને હિમ પડવા માંડે છે એમ કહીએ તો ચાલે. આવે વખતે આખો દિવસ મહેનત મજૂરી કર્યા પછી બે ઘડી બેઠા ન બેઠા ત્યાં સાડાપાંચ વાગી જાય છે. તે પછી પાછા નિશાળમાં દોડી જવાનું ને ત્રણ કલાક કોચિંગ કરવાનું, ને મોડી રાતે ઘેર પાછા આવવાનું. આ ઉપરાંત વચમાં વચમાં એક બે લફરાં તો તારે હોય જ છે!

'લફરાં' વિષે લક્ષ્મીએ પોતે પણ સાંભળ્યું હતું, અને તે અસંખ્ય છે એ વિષે તેને કંઈ શંકા નહોતી. તેથી તેણે પંડિતજીને બોલતા રોક્યા નહિ.

પંડિત મશાય બોલતા જતા હતા—' કહે,'—'મશાય પહેલે વરસેજ જો છોકરાઓ બધા ફેલ થઈને આવે તો યુનિવર્સિટીની આગળ, અને દેશના લોકોની આગળ મારે મોં દેખાડવું ભારે થઈ પડે, એ

જાણો છો ?' આવું બોલે તેને શો જવાબ દેવાય, કહો ?—એટલે 'ઠીક બાપ, તને સારૂં લાગે તે કર' કહી હું મારે ઘેર ગયો. એ પણ ઠકઠક કરતો એને ઘેર ગયો.'

આમ કહી છેલ્લો નિઃશ્વાસ નાખતાં નાખતાં, 'છોકરાનો ચહેરો કેવો થઈ ગયો છે, જોયો છે ?' કહી તેઓ ચૂપ થયા.

આ પછી બીજી ઘણી આડી અવળી વાતો કર્યા પછી ચટ્ટોપાધ્યાય મહાશયે આજે સંસારનાં બે અદ્ભુત સત્યો શોધી કાઢ્યાં, ને મનમાં મનમાં પોતાને ધન્યવાદ આપવા લાગ્યા. પહેલું સત્ય એ કે જે માણસના નસીબમાં જે દિવસે જે મળવાનું હોય, તે એને મળે જ છે, તેને માટે તેણે જરા જેટલો પણ પ્રયત્ન કરવો નથી પડતો; કે ઇચ્છા કરવી નથી પડતી–વગર ઇચ્છાએ ને વગર પ્રયત્ને તે એને મળે છે, એમાં શરાયે શંકા નથી. આ પહેલું સત્ય, અને બીજું એ કે અત્યાર લગી તેમની એવી સમજ હતી કે માણસ કંઇક મેળવવા માટે જ બુદ્ધિ શક્તિ વાપરે છે, પરંતુ હવે તેમને ખબર પડી કે પહેલું સત્ય ટકાવી રાખવા માટે જગતમાં એવું પણ બની શકે છે કે માણસ પોતાનું દાન યોગ્ય સાબીત કરવા માટે પણ કેટકેટલાં બાનાં મગજમાંથી શોધી કાઢે છે.

આજે તેઓ હસતા હસતા ઘેર પાછા ફર્યા.

લક્ષ્મીએ એક મોટી ભૂલ કરી હતી, અને એથી જ તે આજકાલ પહેલાંની પેઠે વારેઘડીએ ગોકુલને ઘેર જઈ શકતી નહોતી. તેને સમજાયું હતું, શરૂઆતમાં તેણે અમિયાની બાબતમાં જે બીક રાખી હતી તે છેક ખોટી નહોતી, એટલે કે અમિયા ભોળા સ્વભાવની બાઈ છે એ સાચું પરંતુ તેણે ભૂલથી તેને જેટલી ભોળી ધારી હતી તેટલી ભોળી એ નહોતી એનું પ્રમાણ હમણાં થોડા દિવસ પર એને

મળ્યું છે. માણસની ઉંમરને પણ એક બુદ્ધિ હોય છે તે લક્ષ્મી ભૂલી ગઈ હતી. ગોકુલ બી. એ. પાસ થયા પછી ઘેર આવ્યો ત્યારે શરૂઆતમાં લક્ષ્મી ચચ્ચાર પાંચ પાંચ દિવસે તેને ઘેર જતી હતી, પરંતુ તે પછી ધીમે ધીમે એનું જવાનું ઓછું થતું ગયું છેવટે એક દિવસ વાતવાતમાં અમિયાએ એને સહજ સ્વાભાવિકભાવે હસતાં હસતાં એવા શબ્દો સંભળાવી દીધા હતા કે બીજાને એમાં કંઈ ન લાગે પણ લક્ષ્મી એ સાંભળીને એકદમ આભી બની ગઇ હતી અને મનમાં મનમાં પોતાને ધિક્કાર દઈને બોલી હતીઃ 'ઓ...હજી પૂરું એક વરસ તો થયું નથી!'

તે દિવસથી લક્ષ્મી સમજી ગઇ હતી, અને ગોકુલને ઘેર ગઇ જ નહોતી. અમિયાએ વચમાં વચમાં એને બોલાવવા માણસ મોકલ્યો હતો, પરંતુ 'શરીર સારૂં નથી. કાલે આવીશ, પરમ દહાડે આવીશ,' એમ કહીને તેણે આટલા દિવસ કાઢી નાખ્યા હતા.

આજે અવિનાશ પંડિત બોલી ગયા તે બધું જ લક્ષ્મીને મન નવું નહોતું. પરંતુ ગોકુલને છાતીમાં પીડા થાય છે, ને આખો વખત આમ બરાડા પાડી પાડીને ભણાવે છે એની એને ખબર નહોતી.

અવિનાશના ગયા પછી, ખેંદીની મા કંઈક પૂછવા માટે આવી ત્યારે લક્ષ્મીએ તેને એવી છણકાવી કાઢી કે બિચારી આભી બની લક્ષ્મીના મોં સામે જોઇ રહી.

સાંજે શરદબાબુ, એમની હમેશની રીત મુજબ, આંગણામાં બેસીને લક્ષ્મીને મજાકમાં કંઇક કહેવા ગયા, પણ સામો ફૂંફાડો થતાં એ હસીને બોલ્યાઃ 'આજે સવારનો હું તારા આ સત્કાર માટે તૈયાર બેઠો છું, લક્ષ્મી!—'

અહીં એક વાત કહેવાની જરૂર છે. આજકાલ શરદબાબુના મનમાં કોણ જાણે કેમ લક્ષ્મી વિષે એક ખ્યાલ પાકો બની ગયો હતો. એ ખ્યાલ એ કે તેમને ઘણી વખત, લક્ષ્મી તરફ ખૂબ સહા-

નુભૂતિ હોવા છતાં, લક્ષ્મીની બાલીશ વાતોને પાછી ઠેલવાની ફરજ પડે છે. આથી લક્ષ્મી દશ વરસની નાની કીકી હોય તેમ મનમાં અમથી અમથી દુ:ખી થાય છે અને વૃદ્ધ પતિ તરફ ખૂબ રીસે ભરાય છે. પરિણામ એ આવે છે કે એક પ્રકારની અસ્વાભાવિકતા લક્ષ્મીને કબજે કરી બેસે છે, અને એથી કરીને કોઇ વખત એ થાકીને લોથ થઈ જાય એટલી બધી સેવા ઊઠાવે છે, તો કોઈ વખત મોં ચડાવી ફાવે તેમ મોંફાડ બોલે છે. વૃદ્ધ શરદબાબુએ આવો ખ્યાલ બાંધ્યો હતો, પરંતુ એ વિષે લક્ષ્મીને એમણે કશું કહ્યું નહોતું.

આજે શરદબાબુએ ઉપર પ્રમાણે શબ્દો કહ્યા, છતાં લક્ષ્મી શૂનમૂન બની મોં ફેરવી બેસી રહી. એ જોઈ એને બોલતી કરવા શરદબાબુ કંઈ કંઈ અમથું અમથું બોલવા લાગ્યા. પરંતુ લક્ષ્મીએ કશાનો જવાબ દીધો નહિ. કદાચ તે વખતે બોલવાની તેને ઇચ્છા પણ નહિ હોય, અને હિંમત પણ નહિ હોય, કારણ કે એ ડોસાની સહજ સ્વાભાવિક સ્નેહમય મજાક મશ્કરીઓમાં લક્ષ્મીના મનને ડોલાવવાની અજબ અને અપૂર્વ સૂક્ષ્મ શક્તિ રહેલી હતી.

લક્ષ્મી વિચાર કરવા 'લાગી: આજે સવારનો હું તારા સત્કાર માટે તૈયાર બેઠો છું, લક્ષ્મી!'—આજે આ કેવા શબ્દો એમના મુખમાંથી નીકળે છે? આવો ખ્યાલ એમના મગજમાં આવ્યો ક્યાંથી? તો શું એમણે પણ અમિયાની પેઠે મારા મનની દશાને પકડી પાડી છે? ના, ના, એમનું મોં જોઈને તો એવું લાગતું નથી. ગમે તેમ હોય, આની માટે જરા વધારે—'

એટલામાં શરદબાબુ બોલી ઊઠયા: 'ઓહ–નહિ બોલો તો રહ્યું, પણ કદી મારા પગ દબાવવા આવી છો તો નહિ દબાવવા દઉં–'

લક્ષ્મીને થયું કે આવું તો એ કદી બોલતા નથી!

આ વખતે તેણે જવાબ દીધો. તે ઊંચું જોઈ ગંભીર સ્વરે બોલી: 'નહિ દો તો મારું શું બગડી જવાનું છે?'

'ભલે–ભલે–ગમડી જવાનું છે કે નથી ગમડી જવાનું તે તે વખતે જોયું જશે. આજે એની ચિંતા કરીને શું કામ છે!' આમ બોલતો બોલતો ડોસો ઘરમાં દાખલ થયો.

બરાબર આજ વખતે પેલે દિવસે અમિયાએ કહેલા શબ્દો પણ લક્ષ્મીને યાદ આવી ગયા, તેને થયું કે એકદમ ઘરમાં દોડી જઈને, પતિના પગમાં માથું પછાડીને કે પછી ડોસાની દાઢી ઝાલીને ખેંચતાં ખેંચતાં કહું કે તમે મને શું સમજો છો, કહો જોઉં?'

ડોસાએ મનમાં મનમાં ધાર્યું હતું તેવું જ થયું. તે રાતે એમના પગ દબાવવા માગવાની વાત તો દૂર રહી, પણ લક્ષ્મીએ તેમની સાથે કશી વાતચીત પણ કરી નહિ. પરંતુ આથી વૃદ્ધના આનંદનો પાર ન રહ્યો. પોતાની તરફ સ્ત્રીની આવી રીસ જોઈ તે મનમાં મનમાં હરખ્યો, અને રહી રહીને તેનું મન બોલવા લાગ્યું: 'કેટલાં પુણ્ય કર્યાં હશે ત્યારે મને આ ઉંમરે આવી સ્ત્રી મળી?' પરંતુ બીજી જ ક્ષણે, લક્ષ્મીના કમનસીબની વાત તેમને યાદ આવી ગઈ, અંધારા ઓરડામાં લક્ષ્મીને ખબર ન પડે તેમ, પથારીમાં એક પડખે પડયાં પડયાં તેમણે મૂગાં મૂંગા ઓશીકું ભીંજવવા માંડયું.

પછી એક ક્ષુદ્ર નિઃશ્વાસ નાખી તેમણે મનમાં મનમાં કહ્યું: 'મા જગદંબા એના મનને શાંત કરો–શાંત કરો!'

આવી રીતે તેઓ વિચારમાં ડૂબી ગયા હતા એટલામાં ઓચિંતાના ઘરની ઘડિયાળમાં ટન્ ટન્ કરતા બેના ટકોરા થયા. તે ચમકી પડયા; અસ્ફુટ સ્વરે બોલ્યા; 'બે—'

ધીરેથી તેમણે બૂમ મારી; 'લક્ષ્મી!—'

વખતે ઊંઘતી હશે એમ ધારી તેમણે હળવે પગલે ઊઠીને દીવો કર્યો. પછી દીવાના અજવાળામાં જોયું તો એ ઊંઘતી હતી. શરદ બાબુ લક્ષ્મીની સાથે હાસ્યાલાપ કરતા ખરા, પરંતુ, એના મોં સામે તેઓ ધારીને જોઈ શકતા નહોતા. જોવાનો પ્રયત્ન કરવા જતાં કોઈ

દારૂણ વેદના અને કોઈ અપ્રગટ સંકોચથી તેમનું હૃદય મૂઢ બની જતું, અને એકદમ તેઓ આંખો ખસેડી લેતાં.

પરંતુ આજે વૃદ્ધ પતિના હૃદયમાં ધારીને સ્ત્રીનું મુખ જોવાની પ્રબળ આકાંક્ષા થઈ આવી. લક્ષ્મીના માથાની પાછળની ભીંતે ફાનસ ટીંગાડી દઈને, તેઓ પાસે આવી, લક્ષ્મીના મોં ઉપર ઝૂકીને તેનું મોં નીરખવા લાગ્યા.

લક્ષ્મી અત્યારે સ્વપ્ન જોઈ રહી હતી. મારા પતિ અંતર્યામી છે કારણ કે એમના જેવા ખરા દિલથી દરરોજ સવાર સાંજ સંધ્યા-આહ્નિક કરનારા દુનિયામાં કેટલા હશે? ટૂંકમાં; ઈશ્વર ઉપર એમની એટલી બધી શ્રદ્ધા છે કે મારા મનના વિચારોની પણ તેમને ખબર પડી જાય છે. તેથી મારા પાપનું પ્રાયશ્ચિત કરવા માટે આજે તેમણે એક બ્રાહ્મણને બોલાવ્યો છે. બ્રાહ્મણે આવીને કંઈક પૂજા શરૂ કરી છે. હવે તેણે મારા માથા પર હાથ ફેરવીને કંઈ કંઈ મંત્રતંત્ર કરવા માંડ્યાં છે. હું એ બધું સાંભળું છું, પરંતુ મંત્ર હોવાથી કશું સમજતી નથી. છેવટે બ્રાહ્મણ ખોંખારીને કહે છે. 'સ્વાહા!' આ પછી પૂજા પૂરી થાય છે, એટલે હું ગળે છેડો લઈ બ્રાહ્મણને પ્રણામ કરું છું અને થાકી ગઈ હોય તેમ ધીમેથી બોલું છું. 'ફરી આવું નહિ બનેને, ઠાકુર?' જવાબમાં બ્રાહ્મણ મારાં આંખ મોં પર ગંગાજળ છાંટે છે.

એ છંટાતા જ લક્ષ્મીની ઊંઘ ઊડી ગઈ.

આંખો ઉઘાડીને જોતાં જ તે આભી બની ગઈ અને વિહ્વળ નજરે પતિનું આંસુથી છલછલ થતું મોં જોઈ રહી, એક અક્ષરે તેના મુખમાંથી નીકળ્યો નહિ.

પતિએ થરથર ધ્રૂજતા સ્વરે કહ્યું: 'મારા પર રીસ ચડી છે, લક્ષ્મી? છિ! આવો ગુસ્સો તો તું કદી કરતી નહોતી! જોને, તારું મોં કેવું ઊતરી ગયું છે!'

લક્ષ્મીએ પલકમાં પોતાનાં વ્યાકુળ બનેલાં હૃદય અને મનને સ્વસ્થ કરી લીધાં, અને કંઈક હસવાનું કરતી બોલી: 'કેમ, હવે મને એવું બોલશો, કહો !'

પતિની આજે ઊંઘ ઊડી ગઈ છે એવું એમના મોં સામે જોતાં જ લક્ષ્મી સમજી ગઈ હતી. એટલે ઉપલા સવાલના જવાબમાં માથું હલાવીને પતિ કંઈક બોલવા જતા હતા ત્યાં લક્ષ્મીએ જ તેમ બોલતાં અટકાવવા કહ્યું: 'બસ બસ ! હવે બોલવાની જરૂર નથી; તમે સૂઈ જાઓ! તમારે માથે હાથ ફેરવી હું તમને ઊંઘાડી દઉં !'

વિરોધમાં પતિ કંઈક કહેવા જતા હતા, પણ લક્ષ્મી હોઠના ખૂણામાં હાસ્ય ખેંચી આણી સ્થિર નજરે પતિની સામે જોઇ બોલી: 'બોલ્યા પાછા !'

પતિ હારી ગયો.

## : ૧૬ :

'કેમ છો ફોઇબા ?'

'કોણ, લક્ષ્મી ? આવ મા, આવ ! તમે સૌ કેમ છો મા ? મારા ખબર પૂછીને હવે શું કામ છે, બેટા, હવે તો આ આંખો મીંચાય એની જ રાહ જોઉં છું.'

જાણે છેલ્લા શબ્દો સાંભળ્યા ન હોય એમ લક્ષ્મી બોલી: 'તમારા આશીર્વાદથી હું હવે મજામાં છું, ફોઇબા !'

'સારૂં, સારૂં, બેટા !—ભગવાન કરે ને તમને સૌને સુખમાં જોઇને હું આંખો મીંચું. સાચું કહું છું, લક્ષ્મી, જીવવાની ઇચ્છા હવે આટલીયે રહી નથી.'

'આવું શું બોલો છો, ફોઇબા ?'

'ના, બેટા ! આજે જો મારું મોત આવતું હોય તો હું કાલની વાટ જોવા તૈયાર નથી—ગોકુલ આજકાલ કેવું કરે છે, સાંભળ્યું ને ?'

'હા, ફોઇબા ! કાલે દાદા ઠાકુર મને બધું કહી ગયા. એટલે તો આજે—'

'તો હવે કહે જોઉં, બેટા, હવે મને જીવવાનું મન થાય ખરું ?' ફોઇબાએ કહ્યું.

લક્ષ્મીએ એનો કંઇ જવાબ દીધો નહિ. તે બોલી: 'તે તમે કોઇ એને વારતાં કેમ નથી, ફોઇબા ?'

આના જવાબમાં ફોઈબાએ જેટલું કહ્યું તેમાં લક્ષ્મી હોંકારો ભણતી બોલી ઊઠીઃ 'એમ કેમ ચાલે, ફોઈબા? હજી એ શરમાય તે કેમ ચાલે? તમે વાને લીધે ઊભાં ન થઈ શકો એટલે ગોકુલદાને તમારાથી પહોંચી ન વળાય એ સમજાય છે, પણ એણે તો જોવું જોઈએને? દુશ્મનના મોંમાં ધૂળ પડો—આ સત્તર વરસની તો થઈ, ને સમજતી કેમ નહિ હોય?'

'સમજે તો છે જ તો, બેટા, પણ કરે શું, કહે!—એક દિવસ મેં એને આ વાત કરી એટલે રડું રડું થઈ જઈને મને કહેઃ 'હું શું કરું, ફોઈબા? મારું તો એ કશું માનતા નથી! જરાયે જો બીતા હોય તો લક્ષ્મી ઠાકુરજીથી બીએ છે, પરંતુ મારું કપાળ જ એવું છે કે એ પણ હવે તો આવતાં કરતાં નથી!''

આટલું બોલી લક્ષ્મીના મોં સામે જોઈ તેમણે ફરીથી કહ્યુંઃ વહુનું કહેવું ખોટું નથી, લક્ષ્મી? તું જો ગોકુલને જરા સમજાવીને કહે તો એ કદાચ તારું માને તો માને—અને ન માને તો હું તને કહું છું કે તું જોર કરીને મનાવજે—'

લક્ષ્મીએ નીચું જોયું.

બરાબર આ વખતે અમિયાએ અંખો ચોળતાં ચોળતાં ત્યાં પ્રવેશ કર્યો. અત્યાર લગી તે ઊંઘતી હતી એમ સમજી લક્ષ્મી બોલી ઊઠી; 'તું તો ખરી છે, અમી! બુઢ્ઢાં ફોઈબાનું શરીર ચાલતું નથી, ને તું શું સમજીને—'

નારાયણી એકદમ વચમાં બોલી ઊઠીઃ 'ના, બેટા, ના!—એવું એને ના કહેતી—એમાં એનો જરા જેટલોયે દોષ નથી. મેં જ એને અત્યારે ઘડીક ઊંઘી લેવાનું કહ્યું હતું. હજી બાળક છે, સવારના પહોરમાં રાંધવા કરવાનું બધું કામ એને જ કરવું પડે છે, એ ખબર છે ને? પછી બે કોળિયા ખાધા ન ખાધા કરીને, મને લઈને બેસે છે—એક બે કલાક મને વા પર માલિશ કરવાનો. આટલું કરે પછી

થાકી ન જાય, બહેન? બેસ, મા! બેસ–અહીં બેસ–વહુમા ગયા જનમમાં મારી મા હતી, હોં કે, લક્ષ્મી!'

થોડીવાર પછી અમિયા પોતાના ઓરડામાં પેસતાં પેસતાં ફોઈબાના છેલ્લા શબ્દોનું પુનરાવર્તન કરતી બોલી: 'હા, ઠાકુરઝી, તમારે જ આ જવાબદારી લેવી પડશે. અમારૂં કહેવું એ કાને ધરતા નથી.—'

લક્ષ્મીએ કહ્યું: 'તું તો છે એવી, અમી! ફોઇબાએ કહ્યું એટલે તું પણ એવું બોલવા લાગી જાય છે, પણ તારે એમ બોલતાં શરમાવું જોઇએ. હું કદાચ મોઢે બે વેણ સંભળાવી શકું, પરંતુ માત્ર મોઢાનાં વેણુથી કામ પાકી જશે એવું મને લાગતું નથી. એની સાથે હવે રાત ને દિવસ જે રીતે વર્તવું જોઇએ એ તો તું જ કરી શકે તેમ છે—તારે બદલે હું તે કરી શકું તેમ નથી. વારૂ, તને એક વાત પૂછું—સાંજે ભણાવીને તે ઘેર આવે, પછી તું શું ખાવાનું આપે છે, કહે જોઉં?'

અમી એકદમ કુંઠિત બની બોલી ઊઠી: 'જુઓ દિદિ, મેં તમને તે જ દિવસે કહી દીધું છે કે પહેલાં તમે મને જેવી બાઘી સમજતાં હતાં તેવી હવે ન સમજશો. તમને પગે પડીને કહું છું, દિદિ, કે આટલું તમે યાદ રાખજો કે હવે હું મોટી થઈ છું, અને બીજું કશું ન સમજું તો ભલે ન સમજું, પણ પતિ એટલે શું તે હવે બરાબર સમજતાં શીખી છું—આટલો તમે ખ્યાલ રાખજો, ઠાકુરઝી!—હું જેટલું મૂકી જાઉં છું તેમાંનું અડધુંયે ખાતા નથી.'

અમિયા જાણે પોતાની ધૂનમાં જ બોલતી જતી હતી. એકાએક લક્ષ્મીના મોં સામે નજર પડતાં જ તેને દુઃખ થયું. દુઃખી સ્વરે તે બોલી ઊઠી: 'આ જુઓ, દિદિ! આ તમારો કેવો વાંક છે! મારા બોલવા પર તમને ખોટું લાગ્યું ને! આથી તો તમારી આગળ દિલ ખોલીને વાત કરતાં મને બીક લાગે છે. એટલે બધી વખત

કહેવાનુ બધું હું કહેતી પણ નથી, અને નથી કહેતી એટલે તમે મને પૂરી ઓળખી પણ શકતાં નથી. ઠીક ભાઈ, ભલે, મારા બોલવા પર ખોટું લાગ્યું તો—'

લક્ષ્મીએ કહ્યું: 'નારે બાઇ! ખોટું શું કરવા લગાડું, કહે! તું કંઈ ખોટું તો બોલી નથી—જે સાચું છે તે તું બોલી છે—પોતાના પતિની ખરા દિલથી સેવા કોણ નહિ કરે, કહે! તું ખોટું નથી બોલી, દિદિ!'

બોલતાં બોલતાં તેનું હૈયું ભરાઈ આવ્યું. એકદમ અમિયાને એણે પોતાના ખોળામાં ખેંચી લીધી.

અમિયા નવાઈ પામી ગઇ. તેણે જોયું તો ઠાકુરઝીની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહી રહ્યો હતો.

એકાએક લક્ષ્મીની આંખોમાં આંસુ જોઇ, તેનું કારણ શોધવા અમિયાએ પ્રયત્ન કર્યો, પણ ઘણું મથવા છતાં એનું કારણ એને શોધ્યું જડયું નહિ. એટલે તેને થયું કે મેં અજાણે બોલવામાં કંઇ બોલી નાખી, લક્ષ્મીને મનમાં આઘાત પહોંચાડયો છે.

તેથી પશ્ચાત્તાપના સ્વરે તે બોલી: 'શાંત થાઓ, દિદિ! મારી ભૂલ થઈ ગઈ! હવે પછી હું કદી પણ તમારી સાથે દગલબાજી નહિ કરૂં. નાની બ્હેનના બોલવા પર ખોટું ન લગાડશો, બ્હેન! તમારા પગમાં—'

'આહ—શું છોકરમત કરો છો, ભાભી!' કહી લક્ષ્મીએ ટપ દઈને પોતાનો હાથ અમિયાને પગે અડકાડી તેની ચરણરજ પોતાને માથે ચડાવી.

થોડીવાર પછી તે એકદમ હસી પડી, ને બોલી: 'કેમ રે, કેમ આમ જોઇ રહી છે—તું તો મારી ભાભી થાય છે ખરી ને!' બોલતાં બોલતાં તેણે હસવા માંડયું.

અમિયા મોં ચડાવી બોલીઃ ‘ના ઠાકુરજી, જાઓ!—પહેલાં એ કહોને કે તમે એમને ઠેકાણે લાવી દેશો કે નહિ! તમારા વગર તેઓ કોઇનું કહેવું માનવાના નથી.’

અમીના મોંમાંથી છેલ્લા શબ્દો જાણે વ્યંગમાં બોલાયા હોય એવું લક્ષ્મીને લાગ્યું.

એકદમ લક્ષ્મીના મોં પરથી હાસ્ય ઊડી ગયું. તેનું મોં કાળું પડી ગયું. અમીના દિલની વાત પૂરી સાંભળવાની કલ્પના કરતાં કોઇ એક અપૂર્વ આશંકાથી તેના આખા શરીરે રોમાંચ થઇ ગયો. પરંતુ એ સાંભળવા માટે તેના મનમાં જે કુતૂહલ જાગી ઊઠયું હતું, એને તે કોઈ રીતે દબાવી શકી નહિ.

ગંભીર બનીને તે બોલી ઊઠીઃ ‘કોઇનું કેમ નહિ માને, ને મારું જ માનશે? હું કોણ છું તે?’

આનો જવાબ સાંભળવાનો નિશ્ચય અને દ્રઢતા લક્ષ્મીના મોં ઉપર ઉપસી આવ્યાં હતાં, એ જોઇ અમિયાએ બીકથી બોલી નાખ્યુંઃ ‘તમે એમને ચાહો છો!’

લક્ષ્મીનું મન અને હૃદય ધીમે ધીમે કઠણ થતાં ગયાં, આજે તે અમિયાની સાથે સાફ સાફ હિસાબ કરી લેવા ઇચ્છતી હતી, પછી એ હિસાબનું પરિણામ જે આવવાનું હોય તે આવે—ગમે તેટલું ભયંકર આવે તોયે તેની તેને પરવા નહોતી.

તેથી તે સહજ ગંભીર સ્વરે બોલીઃ ‘ચાહતી હોઉં તેથી શું થઇ ગયું? એથી એ મારું માનશે એમ શાથી કહો છો?’

‘વાહ! એ તો દીવા જેવું છે—એ તમને ચાહે છે! વારુ, કહો જોઉં દિદિ! એ જો તમને કંઇ કહે તો તમે માનો કે નહિ?’

‘ના, નહિ માનું—ઠીક, ઠીક, માનું; હા—તો એનું શું છે?’

અમિયા ચીઢાઇને બોલીઃ ‘તમને દલીલમાં નહિ પહોંચાય,

દિદિ!–તમે જો એનું માનો તો એ તમારું ન માને એમ કેમ બને? પ્રેમ હોય તો બંને એકબીજાનું માને!

અમિયા જરા મૂંઝવણમાં પડી ગઈ. બીજી જ પળે મંદ હસવાનો પ્રયત્ન કરી તે બોલી ઊઠી: 'તે કોણ જાણે ભાઈ! તમે કેવી રીતે ચાહો છો!—હું તમારા જેટલું ચ્હાઈ શકતી હોત તો તમને આટલું કહેવા પડત ખરું?' બોલતાં બોલતાં તે ભયથી ધ્રૂજી ઊઠી.

લક્ષ્મી એકદમ છંછેડાઈને ગર્જના કરી ઊઠી: 'આ તું શું બોલે છે રે: કોણે કહ્યું તને કે હું તારા ધણીને ચાહું છું?'

અમિયા બીકથી જડ બની, એકદમ બંને હાથે લક્ષ્મીના પગ પકડી લઈ ભયભીત સ્વરે બોલી ઊઠી: 'માફ કરો દિદિ–હું આવું બધું કશું નથી સમજતી!'

પરંતુ પહેલાંની પેઠે લક્ષ્મીએ આ વખતે, એકદમ પોતાના પગ ખેંચી લીધા નહિ, અથવા તો પહેલાં કરતી તેમ, પગે લાગવાના બદલામાં તેના મોઢે હાથ દઈને બચી પણ કરી નહિ, પરંતુ તે છંછેડાયેલી નાગણની પેઠે સામે જોઈ રહી અને જોરથી નિઃશ્વાસ નાખવા લાગી. સાપના ફુંફાડા વિષે અમિયાએ માત્ર લોકોને મોઢે વાતો સાંભળી હતી; પરંતુ પોતાની નજરે કશું જોયું નહોતું. કે સાંભળ્યું નહોતું. આજે લક્ષ્મીના નિઃશ્વાસનો અવાજ સાંભળી એને થવા લાગ્યું કે આના કરતાં સાપનો ફુંફાડો કદાપિ વધારે ભયંકર હોઈ શકે નહિ. ભય અને વિસ્મયથી વ્યાકુળ બની, પગ છોડી દઈ, તે બેય સાથે લક્ષ્મીના ગળે વળગી પડી અને 'ઓ દિદિ!' કરી જોરથી રડી પડી.

લક્ષ્મી પણ તેને એકદમ છાતીએ ભીડીને બોલી: 'અમી, શું હજીયે તું મને સાચેસાચ તારી દિદિ સમજે છે, બ્હેન?' તેનો અવાજ બદલાઈ ગયો હતો.

આટલું બોલી તે ચૂપ રહી, અમિયા પણ તેના ખોળામાં મોં છુપાવી રહી, કંઈ બોલી નહિ.

આવી રીતે કેટલોક વખત વીતી ગયો, પછી ફરી તેમની વાતો શરૂ થઈ. આ વખતે અમિયાના મુખમાંથી એવા શબ્દો નીકળ્યા કે એ સાંભળી લક્ષ્મીનો ખોટો ખ્યાલ બદલાઇ ગયો. પોતાના મનની દુર્બળતા અને દુર્બુદ્ધિ જોઈ લક્ષ્મીના પસ્તાવાનો પાર રહ્યો નહિ. હવે તે સમજી શકી કે અમિયાનું ચિત્ત બિલકુલ નિર્મળ અને નિષ્કલંક હતું; સાલસ ભાવે જ તે બધું બોલતી હતી. એથી, આવી સરળ મનની અમિયા તરફ આવી ખરાબ શંકા કરીને તે કેવું સત્યાનાશ વાળવા બેઠી હતી તેનો મનમાં ખ્યાલ કરી જોતાં તે થથરી ઉઠી, તેને પોતાનો ઉપર ભયાનક તિરસ્કાર પેદા થયો. તે વિહ્વળ બની ગઈ.

તે મનમાં મનમાં બોલીઃ 'આનું નામ ચોર મન.'

અને અમિયા શું કરતી હતી? તે દિદિનું રૂપ કેમ એકદમ બદલાઇને આવું ભયાનક બની ગયું તેનું ખરૂં કારણ તે નક્કી કરી શકી નહોતી. અને તે નક્કી કરવા પાછળ માથું પકવાની જરૂર પણ એને લાગી નહોતી. પોતાની ક્ષુદ્ર બુદ્ધિથી એણે તો કેવળ એટલું સમજી લીધું કે આ ઠાકુરઝીને હું કદી સમજી શકી નથી, પછી આજે ન સમજી શકું તો એમાં નવાઇયે શું છે?

આજ પહેલાં લક્ષ્મી એકલી એકલી મનમાં બળી મરતી હતી; આજે ઘણા દિવસ પછી એ 'બળી મરવા'માંથી તે છુટી, ને હાશ કરી ઉઠી, અને અમિયાને ફરીથી તે પહેલાંની પેઠે સંપૂર્ણ નિઃસંદેહ ભાવે જોવા લાગી. તેને અપૂર્વ શાંતિનો અનુભવ થયો. તેણે પોતાના ઇષ્ટ દેવતાને લાખલાખ ધન્યવાદ આપ્યા.

અમિયા પણ થોડો વખત થયાં પોતાની તરફ દિદિનો સ્નેહ ઓછો થઇ ગયો છે એવું ઝાંખું ઝાંખું અનુભવી રહી હતી, પરંતુ આજે તેને લાગવા માંડયું કે ફરી મારાં ઠાકુરઝી મને મળ્યાં છે. એટલે તેને પણ આજે ખૂબ જ આનંદ થયો.

લક્ષ્મી બોલીઃ 'બનશે એ બધું તારાથી?'

અમિયાએ કહ્યું: 'હા, હા, મારે શું કરવું તે મને બતાવી દેને—પછી જુઓ, મારાથી બધું બનશે!'

પતિની સાથે કેવી રીતે વર્તવું તે લક્ષ્મીએ અમિયાને શીખવાડવા માંડયું. પરંતુ આ શું? બધું તે એને સમજાવીને કહી શકતી કેમ નથી? અને જે કંઇ થોડું ઘણું કહે છે તેમાં કંઈ ને કંઈ કસર કેમ રહી જાય છે? પોતે હોય તો શું કરે તે લક્ષ્મી પોતાના મનમાં બરાબર સમજી શકે છે, પરંતુ ઘણું મથવા છતાંયે તે અમિયાને બધું શીખવાડી શકતી કેમ નથી? સમજાવતાં સમજાવતાં વચમાં વચમાં તે થાકી જાય છે. તો કોઈ વખત વગર કારણે દીર્ઘ નિઃશ્વાસ નાખે છે, તો કોઇ વખત ચીડાઈ જઈ ને બોલી પડે છે. 'જા મોઢે બોલતાં તે કેટલું શીખવાડાય?'

આવી રીતે તેની ઉપદેશ વિધિ તો પૂરી થઈ. ગમે તેમ, પણ દિદિના ઉપદેશની એક બે વાતો અમીએ ખૂબ હિંમત અને આનંદથી ગ્રહણ કરી લીધી. દિદિની તરફ ભક્તિભાવથી તે જાણે પીગળી ગઇ હતી. તો પણ સાથે સાથે દિદિની તરફ આજે તેને એક નવો સંદેહ જાગ્યો. પરંતુ એ સંદેહને એણે પોતાના મનમાં સ્થિર થવા દીધો નહિ.

છેવટે લક્ષ્મીએ કહ્યું: 'ઠીક તો; અમી, હવે હું જાઉં. આજે તેઓ સાંજે જરા વહેલા ઘેર આવવાનું કહી ગયા છે.—વખતે અત્યારે આવી પણ ગયા હોય.—તોયે હું આજે પાંચ વાગ્યા પછી ફરી આવી જઈશ ખરી!'

અમિયા બોલીઃ 'અત્યારે જાઓ છો—તે ઠાકુરજમાઈ પાછા આવવા નહિ દે તો?'

આ સાંભળી લક્ષ્મી જરા હસીને બોલીઃ 'દેશે કે નહિ દે તેની ચિંતા કરીને તારે શું કામ છે? ગોકુલદાની આ કહાણી સાંભળીને

તો આવવા દેવાની વાત તો દૂર રહી, પણ મને મોકલશે ત્યારે એ રહેશે.'

'ઠીક ભાઈ! તો જાઓ—પણ જુઓ દિદિ! આવવામાં ભૂલ ન થાય.—રાતે પણ બે કોળિયા ખાધા ન ખાધા કરીને ઊઠી જાય છે. અને ઊંઘમાં પણ એમનું છોકરાં ભણાવવાનું રહી નથી જતું એ તો બધું મેં તને કહ્યું છે--'

આટલું બોલી પતિને ઉદ્દેશીને જરા ગમત કરી તે બોલી: 'વળી પાછા તેઓ ગરીબ ગરબાંના વગર પૈસાના દાક્તર બની બેઠા છે એ પણ તમે જાણો છો—આવશો તો ખરાંને, ઠાકુરઝી?'

લક્ષ્મી નિસરણી ઊતરતાં ઊતરતાં બોલી: 'હા, હા, આવીશ.

: ૧૭ :

લક્ષ્મી એ દિવસે સાંજે પાંચ વાગ્યા પછી ગોકુલને ઘેર ગઇ હતી અને ગોકુલની સાથે બે ચાર શબ્દોની આપલે કર્યાં પછી અમિયાને બોલાવી હતી. તે પછી પણ ગોકુલની સાથે વાતો થઇ હતી. પછી તે ઘેર આવી હતી.

ઘેરથી આવીને રસોડાનું કામ પતાવી, પથારીમાં બેસીને પોતાની પતિસેવાની હોંશ પૂરી કરવામાં બિચારાં વૃદ્ધ પતિને પરેશાન કરી નાખ્યો હતો. આ પછી બીજા બે ત્રણ દિવસ સુધી આવી જ રીતે તેણે સેવા કરી હતી.

પરંતુ આજે લગભગ સાત દિવસ પછી એનો એ ઉત્સાહ ઊતરી ગયો છે.

આજે રવિવાર છે. ગોકુલની નિશાળ પણ બંધ છે, ને કોચિંગ કલાસ પણ બંધ છે. દર રવિવારે ગોકુલ ઘણું કરીને ઘેર રહે છે, અને કાં તો કોઈ દાક્તરી વિદ્યાનું પુસ્તક વાંચે છે કે પછી ભાંગ પીને આનંદ કરે છે. કલકત્તાથી એ આવું શીખી આવ્યો હતો.

આ તરફ શરદબાબુ પણ આજે ઘરમાંથી બહાર નીકળ્યા નથી. આખો દિવસ જેમ તેમ વીતાવ્યો. સાંજ પડવાને કલાકની વાર હતી એવામાં પતિનો હુકમ મળ્યો એટલે લક્ષ્મી ગોકુલને ઘેર આવી, અને મેડા ઉપર જઇને બેઠી. અમી લક્ષ્મીની પાસે આવીને બેઠી. બંને વાતો કરવા લાગ્યાં.

નીચેના પેલા નાનકડા અભ્યાસખંડનો જ ગોકુલ આજકાલ ઘરમાદા દવાખાના તરીકે ઉપયોગ કરે છે. તે હમણાં લગી ત્યાં જ બેઠો હતો. હવે કાંઇ કામ પડતાં તે ઉપર આવ્યો. લક્ષ્મી આજે અત્યારે પોતાને ઘેર આવી છે તેની ગોકુલને આ પહેલાં ખબર પડી નહોતી. તેથી એકદમ એને જોતાં એનું હૃદય જોરથી ધબકવા માંડયું.

આ તરફ અમિયા એકદમ માથાનો છેડો ખેંચી લઈ ઊઠીને ઊભી થઇ ગઈ, ને બાજુએ ખસી ગઇ. લક્ષ્મીએ જવાનો રસ્તો આપ્યો, પરંતુ બાજુએ ખસીને ઊભા રહેવાની એને જરૂર લાગી નહિ. ગોકુલ નીચું જોઇને અંદર આવ્યો. પછી શી ખબર શું સમજીને તે બોલી ઊઠયોઃ 'કેમ રે લક્ષ્મી! આજે અત્યારે કયાંથી અહીં?'

બોલતાં બોલતાં પથારી પર લાંબો થઇને સૂઈ ગયો.

લક્ષ્મીએ અમિયાને જરા ધીમેથી પૂછ્યુંઃ 'આજે પાછી ભાંગ પીધી લાગે છે!—તેં વાટી આપી શું કરવા?'

અમિયા ફરી ફરી ફરીને બોલીઃ 'ના દિદિ, તમારા સોગન ખાઇને કહું છું, મેં નથી વાટી આપી—'

ગોકુલ લક્ષ્મીના શબ્દો સાંભળીને શરમાયો, પણ શરમને હાસ્ય મજાકમાં ઉડાવી દેવાના હેતુથી તેણે હસતાં હસતાં કહ્યુંઃ 'હં—લક્ષ્મીએ જ મારી વહુને આટલી ચઢાવી લાગે છે,—એ ભલી ભોળીને આટલી શેતાન બનાવી દીધી—હમણાં હમણાંની તો એ મારી સાથે બાઝવાનું શીખી છે—આંખો કાઢું તોયે બીતી નથી—પણ લક્ષ્મી, આ તું ખોટું કરે છે!'

ત્યાં બેઠાં બેઠાં જ લક્ષ્મીએ જરા ચીડાઇને ખોટો તિરસ્કાર બતાવીને કહ્યુંઃ 'હવે રહેવા દો—જોઇ તમારી પાગલાઇ? છિ! ઘરડા થયા તોયે છોકરમત કરતાં જરા શરમ નથી આવતી તમને? મને તો એ જોઇ એવું થઇ જાય છે—છિ! છિ!'

આવી રીતે લક્ષ્મીના મુખમાંથી એકાએક છિ! છિ! નીકળતું સાંભળીને ગોકુલના ચંચળ મનની કેવી દશા થઇ તે હું ચોક્કસપણે કહી શકતો નથી. તે આંખો કાઢી, ઓશીકા પરથી, જોરથી માથું ઊંચું કરી બોલી ઊઠયો: 'તું છિ!--હું શું ઘરડો છું?'

આમ કહી એક પળ વાર થોભી, તે સરખામણી કરતો બોલ્યો: 'ઘરડા તારા શરદ ઘોષ!--હેં! હેં!--લક્ષ્મી ઠાકુરજી તમને ખૂબ ચાહે છે!--શું ધૂળ ચાહે છે? આ આજકાલની વહુના દેખતાં જે આવી રીતે મારું અપમાન કરે છે તે પાછી મને ચાહે છે!' છેલ્લા શબ્દો તે એક શ્વાસે બોલી ગયો.

લક્ષ્મી જ્યાં બેઠી હતી ત્યાંથી ગોકુલને બરાબર જોઇ શકતી હતી, એટલે અમિયા તેની પાસેથી જરા ખસીને આડમાં આવીને બેઠી હતી. તેથી પેલે દિવસ રાતે તેણે પતિને કહેલા શબ્દો આજે પતિએ લક્ષ્મીની આગળ અણધારી રીતે કહી સંભળાવ્યા એ જોઇને અમિયાનું મોં ફિક્કું પડી ગયું. તે પહેલેથી જ મોં ફેરવીને બેઠી હતી, અને વળી હવે થોડું અંધારું પણ થયું હતું એટલે લક્ષ્મી એના મોં પરનો ભાવ જોઇ શકી નહિ.

લક્ષ્મીને માટે એ સારૂં થયું, કારણ કે અમી તો આ શબ્દો ભોળા ભાવે બોલી હતી, પરંતુ ગોકુલને મોઢે આ શબ્દો સાંભળીને લક્ષ્મીના મોંનો ભાવ બદલાઈ ગયો હતો. અમી તે જોવા પામી નહિ તેથી લક્ષ્મીને નિરાંત થઇ.

પલકમાં પોતાને સ્વસ્થ કરી લઇ લક્ષ્મી મજાકમાં જાણે અમિયાને સંભળાવવા માટે બોલી: 'ગયા—મયા—એકદમ વહી ગયા—જોતી નથી, નશો કરી કરી એનું મગજ કેવું અસ્થિર થઇ ગયું છે?'

આ ઓરડામાંથી બહાર જોઇ શકાતું હતું, પણ બહારથી ઘરમાંનું કશું દેખાતું નહોતું.

ગોકુલ લક્ષ્મીની સામે જોઇને બોલ્યો: 'જો, લક્ષ્મી જરા મોં

સંભાળીને બોલ, કહું છું. ફરી જો આવું બોલી છે તો, યાદ છે પેલી નાનકડી વાત? તારી સાથે જીંદગીભર બોલવાનું બંધ કરી દઈશ, શું સમજી?'

પછી અવાજ બદલીને બોલ્યોઃ 'વારુ લક્ષ્મી, ખરેખર જો એવું થાય તો હવે તને પહેલાંના જેવું દુઃખ થાય ખરું?—કે પછી રામરામ?'

બરાબર આ વખતે આંગણામાંથી કોઈએ બૂમ મારીઃ 'બાબુજી છે?'

અવાજ સાંભળીને ગોકુલ ઓળખી ગયો. લથડિયાં ખાતો ઘરમાંથી બહાર આવતાં આવતાં બોલ્યોઃ 'કોણ સુરો?'

'જી, હા!—જરા નીચે આવો તો!'

'રહે, આવું છું.'

આમ કહી ફરી ઓરડામાં આવી ચીડાઈને બોલી ઊઠ્યોઃ 'આહ—બબ્બે માણુસો બેઠાં છે—પણ ઘરમાં હજી સાંજ પડી નથી. હિંદુના ઘરની પાકી ગૃહિણીઓ ખરીને બધી!'

'વાત તો ખરી!' કહી અમિયા એકદમ ઊઠીને ઘરમાં દીવો સળગાવવા જતી હતી; પણ લક્ષ્મીએ તેનો છેડો પકડી ખેંચીને કહ્યુંઃ 'ક્યાં જાય છે? નથી જવાનું, બેસ અહીં.'

દિદિનું બોલવું સાંભળી નવાઈ પામી અમિયા બેસી પડી.

આ જોઈ ગોકુલ ગુસ્સે થઈને કંઈ બોલવા જતો હતો, એટલામાં લક્ષ્મી બોલી ઊઠીઃ 'શું કામ છે દીવો સળગાવીને? હવે ઊઠી જાઓને!'

'વાહ!—મારે બહાર જવું પડે—મારો જામો—અરે એ—'

'જામો નથી—શું કરવું છે બહાર જઈને? કોણ જાણે ગોવાળ-ફળીમાં કોને ઝાડા ઊલટી થયાં હશે, તે આ મોટા દાક્તર બની ઠની,

દવાઓ લઇને ગરીબ લોકોની વાહવા લેવા ઊપડે છે! વારૂ, આ તમારો કેવો સ્વભાવ કહેવાય કહો જોઉં? તમે દાક્તર ક્યારના થઈ ગયા?'

બોલતાં બોલતાં ટપ દઇને બારણે સાંકળ ચડાવી દઇ તેણે બારીમાંથી કહ્યું: 'તમને પગે પડું, ગોકુલદા! બૂમો પાડી ફોઇબાની પૂજામાં ભંગ પડાવશો નહિ, હું જરા ફરી આવીને બારણું ઉઘાડી દઉં છું.'

આમ કહી એ એકદમ પરસાળ વટાવી નીચે ઊતરી આવી. અમી આભી બની એની સામે જોઇ રહી. ઓચિંતાના તેના મુખમાંથી શબ્દો નીકળી પડયા. 'બાપરે! કેવી હિંમત!'

લક્ષ્મીએ નીચે આવીને જોયું તો આંગણામાં કોઈ ઊભું હતું અંધારામાં તે બરાબર ઓળખી શકી નહિ. તે કહ્યું: 'કોણ ઊભું છે એ?'

ખેડૂતનો દીકરો સુરો તેનો કરડો અવાજ સાંભળી ગભરાઇ ગયો. તે લક્ષ્મી અને ગોકુલનો બાળપણાનો સાથીદાર હતો. ઘણા દિવસે આજે આ ઘેર આવ્યો હતો. ગોકુળના લગન વખતે માત્ર એકજ દિવસ તે આ ઘેર આવ્યો હતો, અને કન્યા જોઇ, જમી કરીને ગયો હતો. તે પછી તે આજે આવ્યો.

લક્ષ્મીને જોઈ તે મનમાં મનમાં બોલ્યો; 'બાપરે! આ છોકરી આવી થઈ ગઇ છે?'

પછી ભદ્ર લોકોમાં બધુંયે બને એમ ધારી ઢંઢકથી બોલ્યો: 'જી, તમે મને નહિ ઓળખો—બાબુ—'

'કોણ, સુરો?'

હવે સુરો ઉત્સાહમાં આવીનેે બોલી ઊઠયો: 'કોણ લક્ષ્મી દિદિ?'

'હા ભાઈ–મને ઓળખીને ?–કેમ છો તમે બધાં ?–અમારે ઘેર કેમ કદી આવતો કરતો નથી ?'

'શું આવું, દિદિ ?–તમે કદી બોલાવો તો ને ?'

'એ શું બોલ્યો ?–ના, ના, આવજે, સમજ્યો ?'

માથું હલાવી તેણે હા કહી.

લક્ષ્મીએ કહ્યું: 'હં, કોઈ કોઇવાર આવતો રહેજે, સમજ્યો ? ગોકુલદાને કેમ બોલાવવા આવ્યો હતો ?'

'એક જણુ માંદું છે–અમારી ફળીમાં, ઊલટીઓ થઈ થઇને લોકોને તાવ આવે છે. બાબુ હતા એટલે સાત આઠ જણ તો બચી ગયા–નહિ તો કેટલાયે મરી જાત—'

'તે તમારા મહેલ્લામાં લોકો માંદા નહિ પડે તો ક્યાં પડશે ? તમે લોકો કેવા ગંદા રહો છો તે ! હશે–તે શું તું હમણાં જ ગોકુલદાને બોલાવવા આવ્યો છે ?'

'હા, બિચારી ડોશીનું કોઈ સગું સાગવી નથી, બ્હેન !' બોલતાં બોલતાં હમણાં જ ગોકુલને તેડી જવાને માટે તેનું મન અધીરું બની ગયું.

લક્ષ્મી જાણે પોતાના મનમાં બોલી: 'ના સુરો ! હું કોઈ રીતે તેને નહિ જવા દઉં ! એ રોગ ચેપી ગણાય છે–'

'હા બ્હેન–ચેપી તો ખરો જ–એટલે તો હું બાબુને ખૂબ ચેતતા રહેવાનું કહું છું–ન છૂટકે અટકવું પડે તો અડકે, બાકી બધું કામ અમે જ કરીએ છીએ.'

'અમે એટલે કોણ ? તું અને ગદાઈ ?'

ગદાઈ સુરોનો નાનો ભાઈ હતો. નાનપણમાં એ પણ એમની સાથે રમવા આવતો.

સુરો જરા શરમાઇને બોલ્યો: 'ના હું એકલો–દાદાને એવું

બધું કરવું ગમતું નથી–બહુ બીએ છે. એ ગમે તેમ હોય દિદિ–તમે બાબુને એકદમ આવવાનું કહો–બિચારીનું કોઈ નથી–'

આ સાંભળી લક્ષ્મી છેવટ સુધી એકનું એક બોલવા લાગી. એ સાંભળીને સુરો નિરાશ થઈ ગયો. મનમાં મનમાં લક્ષ્મી ઉપર તેને ખૂબ રીસ ચડી. તે ખિન્ન મને ઘરમાંથી બહાર નીકળી ગયો. જતી વખતે ફરી પાછો ઊભો રહીને બોલ્યો: 'પણ એનું કોઇ સગું સાગવી નથી, બ્હેન !–ઊભો રહું ?'

લક્ષ્મી શરમથી તેના મોં સામે જોઇ શકી નહિ. જેમ તેમ કરી તે બોલી: 'ના ભાઇ ! તું જા ! અને આજે તો નહિ, પણ આવાં કામમાં ફરી કદી તું એને બોલાવવા આવતો નહિ !

બોલતાં બોલતાં તે મેડા પર ચડી ગઇ. પરસાળમાં આવી જોયું તો અમિયા સ્તબ્ધ બની ઉભી હતી. તેને મળતાં જ તે શ્વાસભેર બોલી ઉઠી: 'ઉઘાડયું તો નથીને ?'

અમિયાએ ધીમેથી કહ્યું: 'ના.'

લક્ષ્મીએ કહ્યું: 'બહુ સારૂં કર્યું !'

આમ કહી તેણે બારણું ઉઘાડી નાખ્યું. જોયું તો અંધારામાં ગોકુલ શૂનમૂન બની બેઠો હતો. લક્ષ્મીએ ધાર્યું જ હતું કે પોતાની આ વર્તણુંક માટે ગોકુલ તેને કંઇ કંઇ સંભળાવશે, પરંતુ એણે એ જાણીબૂઝીને કર્યું હતું. તેના મનથી એમ કે બે કડવાં વેણ કહેશે તો સાંભળી લઇશ, એનાથી કંઈ શરીરે ફોલ્લા ઊઠવાના નથી! પરંતુ એના બદલામાં હું કેવા મોટા અમંગલમાંથી બચી જઇશ? એના હિસાબે બે કડવાં વેણ સહી લેવાં એ તો કશું જ નથી–એથી વધારે સહેવાનું હોય તોયે શું ?

એટલે એની તૈયારી રાખીને જ તેણે હવે બારણું ઉઘાડયું હતું. પરંતુ આ શું? ગોકુલ તો એને એક અક્ષરે બોલ્યો નહિ! એ જેમ

ચુપચુપ બેઠો હતો, તેમ જ બેસી રહ્યો–માથું ઊંચું કરી એણે લક્ષ્મીની સામે ઘડીભર નજર સુદ્ધાં કરી નહિ!

આ જોઈ લક્ષ્મીને જરા નવાઇ લાગી, તે જરા બીધી પણ ખરી.

ગોકુલ આમ શૂનમૂન થઈ બેઠો હતો તેનાં એક બે ખાસ કારણ હતાં. પહેલું તો લક્ષ્મી આટલી બધી ધૃષ્ટતા કરી શકશે એવી તેણે કલ્પના પણ કરી નહોતી. પછી, એ જ્યારે એને અંધારામાં આવી રીતે પૂરીને બહાર નીકળી ગઇ, ત્યારે ગોકુલે ધાર્યું કે હમણાં અમિયા આવીને બારણું ઉઘાડશે. પરંતુ એની એ આશા પણ જ્યારે નિષ્ફળ ગઇ ત્યારે એને અમિયાની ઉપર ખૂબ જ ક્રોધ ચઢ્યો. છેવટે એને છોડી, બધો ક્રોધ ઊતર્યો પોતાની મૂર્ખતા ઉપર અને લક્ષ્મીની અવિનયી, અત્યાચારી વર્તણૂક ઉપર પોતાની ઉપર ગુસ્સો ચડ્યો કારણ કે તેણે એમ માન્યું કે હું જ લક્ષ્મીને ચડાવું છું–ખાસ કરીને આજે, હમણાં, શી ખબર મને શી દુર્બુદ્ધિ સૂઝી કે હું લક્ષ્મીની સાથે ઠઠ્ઠા મશ્કરીઓ કરવા બેઠો, એને લીધે જ એની હિંમત આટલી વધી ગઈ! નહિ તો આટલું કરવાની એનામાં હિંમત આવે ક્યાંથી?

અને લક્ષ્મીની ઉપર એને ક્રોધ ચડ્યો તેનું કારણ એ કે તેને એમ લાગતું હતું કે હમણાં હમણાંનું લક્ષ્મીએ મારા માથા પર ચડી બેસવા માંડ્યું છે, અને એ લક્ષ્મીના સહવાસને લીધે જે આજલગી બોલવેચાલવે કામ કરવે સીધી ને કહ્યાગરી અમિયા પણ હવે લક્ષ્મીના જેવી જ ઉદ્ધત ને અવિનયી બનવા માંડી છે. લક્ષ્મીએ ખરેખર મારી સામે હવે શત્રુવટ આચરવા માંડી છે. નહિ, નહિ, મારી નજરો આગળ લક્ષ્મી મારા ઉપર આટલો બધો રૂવાબ ચલાવે, ને હું તે મૂગો મૂગો સહન કરૂં એ કદી નહિ બને. આજે એને આવું કરતી જોઇ, એની દેખાદેખી કાલે અમિયા પણ આવું નહિ કરે એની ખાતરી શી?

ગોકુલ ચંચળ ચિત્તે આવી રીતે વિચાર કરી રહ્યો હતો, એવામાં

લક્ષ્મીએ આવીને બારણું ઉઘાડી નાંખ્યું. ગોકુલને થયું કે લક્ષ્મીએ કદાચ દયા બતાવવા ઉઘાડયું હશે, અને અમિયા પણ કદાચ બારણાંની આડમાં ઊભી ઊભી, પોતાના જક્કી પાગલ પતિની સાથે આવી રીતે વર્તવું એ જ યોગ્ય છે એમ સમજી લક્ષ્મીની સામું જોઇ હોઠમાં હસતી હશે!

છેલ્લી કલ્પના આવતાં જ ગોકુલ એકદમ અણુધાયો અમિયાને ઉદ્દેશીને નિર્દય ધમકીઓ ઉચ્ચારવા માંડયો–'અરે એ જાનવર! ક્યારનો તને દીવો સળગાવવાનું કહું છું–સાંભળે છે કે મરી ગઇ?'

અમિયા અને લક્ષ્મી બંને ચમકી ગયાં. અમિયા ભયથી કાંપતી કાંપતી અંદર આવી દીવાસળી શોધવા લાગી. શોધવાની ઉતાવળને લીધે, દીવાસળી ઝટ હાથ લાગતી નહોતી. જેમ મોડું થતું ગયું તેમ તેનું ગળું ભરાઈ આવવા લાગ્યું. તે ચીસ પાડીને રોવાનું કરવા જતી હતી. ત્યાં ગોકુળ અંધારામાં ગુસ્સાથી કાંપતો, ફરી ચીસ પાડી ઊઠયોઃ 'દીવાસળી ક્યાં મૂકવી તેનું ઠેકાણું નથી, ને રાતદિવસ અડ્ડો જમાવીને બેસવું છે!'

હમણાં હમણાંની નારાયણીની વાની પીડા ઓછી થઈ હતી. તેઓ હમણાં આહ્નિક પતાવી ગંગાજળ લઇને નીચે ગયાં હતાં, તુલસી ક્યારામાં રેડવા. નીચેથી તેમણે બૂમ પાડીઃ 'શું થયું, રે?'

આ તરફ લક્ષ્મી પણ બરાબર સમજી ગઇ હતી કે કોને બાળવા માટે ગોકુલના મોંમાંથી આ તિરસ્કારનાં વેણ નીકળી રહ્યાં છે! એકાએક ગોકુલમાં આવું ભાવાન્તર થયેલું જોઈ તે મૂઢ બની ગઇ હતી.

બીજી ધમકી મળતાં અમિયા વધારે ગભરાઇ ગઈ છે એ જોઇ લક્ષ્મીએ તેની પાસે જઈને કહ્યુંઃ 'તું રહે, હું જોઉં છું–આ રહી–'

આમ કહી તેણે દીવાસળીની પેટી અમિયાના હાથમાં મૂકી.

અમિયાએ દીવો કર્યો.

દીવાના પ્રકાશમાં માલમ પડ્યું કે અત્યાર સુધી ગોકુલ પોતાના કરતાં દશગણા વધારે જોરાવર પહેલવાનની સાથે કુસ્તી કરી રહ્યો હતો ! લક્ષ્મીએ બાડી આંખે ગોકુલનું મોં જોઈ લીધું, પછી તેણે તરત મોં ફેરવી દીધું. તે ચૂપ થઇને ઊભી રહી.

આ વખતે ફરી આંગણામાંથી સૂરોએ બૂમ મારીઃ 'બાબુ' જરા મારી વાત તો સાંભળી જાઓ !'

'એ...આવ્યો !'

કહી ગોકુલ એકદમ ઝબ્બો પહેરી, શાલ ઓઢી લઈ ઘરમાંથી બહાર નીકળી ગયો. લક્ષ્મીને ઘડીભર થયું કે 'છો જતો, જવા દો' પરંતુ એ સુરો ફરીથી બોલાવવા આવ્યો તે પરથી એ સમજી ગઇ હતી કે એ અજાણી ડોશીનો રોગ ખૂબ વધી ગયો હોવો જોઇએ, ને તે હવે મોતની સાથે જુદ્ધ કરતી હશે. આવાની દવા કરવા ગોકુલ જાય છે એ વિચાર આવતાં તેનાથી રહેવાયું નહિ. તે એકદમ પાછળ દોડી; ગોકુલનો હાથ પકડી તે તેને રોકવા ગઈ. પરંતુ તરતજ ગોકુલે અતિશય તિરસ્કારપૂર્વક 'છટ્—આઘી મર !' કહી તેનો હાથ જોરથી છોડાવી દઈ ઝડપથી ચાલવા માંડ્યું. લક્ષ્મીનો હાથ પરસાળના લોઢાના સળિયા સાથે ઠોકાયો, તેના હાથની કાચની બંગડીઓ ખન્ ખન્ કરીને બધી ભાંગી ગઈ. સદ્ભાગ્યે કાચનો ઊંડો ઘા ન થયો, પણ છોલાયું ખૂબ.

'ઓ મા !' કરતી લક્ષ્મી હાથ પકડી નીચે બેસી પડી.

અમિયા દોડતી પાસે આવી દુઃખી થઇને બોલીઃ 'ક્યાં લાગ્યું, બહેન ?'

લક્ષ્મી જોરથી રોઇ પડી બોલીઃ 'આ શું એણે બહુ સારૂં કામ કર્યું, અમી ? વગર વાંકે એક સધવાના હાથની બંગડીઓ ભાંગી એમણે સારૂં કામ નથી કર્યું—આ સંધ્યાકાળે હું કહું છું; આનું ફળ એને મળશે જ, આ તું—'

છેલ્લા શબ્દો બોલતાં રડવું બંધ થઈ ગયું. તેની આંખો અંધારાની બેઠે બળવા લાગી.

અમિયાનું આખું શરીર થરથર ધ્રૂજી ઊઠ્યું. ભયભીત બની દિદિના મોઢે હાથ દાબી દઈ તે બોલી: 'છિ' આવે વખતે મોઢામાંથી એવા શબ્દો ન કાઢો, બહેન! એથી તમારું દુઃખ ઘટશે નહિ, ઊલટું વધશે, ભાઈ!—મને માફ કરો—'

લક્ષ્મી કંઈક બોલવા જતી હતી, પણ અમીએ તેનું મોં દાબી રાખ્યું.

આજે રાતે જરાક અમથું હસવા જતાં, એકાએક વાત આટલી હદે પહોંચી જશે એવી જો શરદબાબુને ખબર હોત તો તેઓ આજની રાત મૂંગા મૂંગા પૂરી કરત. લક્ષ્મી રાંધતી હતી. નજીકમાં આંગણામાં બેઠા બેઠા શરદબાબુ હમેશની રીત મુજબ અમથી અમથી મજાક મશ્કરીઓ કરતા હતા. એટલામાં પતિના કંઈક બોલવા પર લક્ષ્મી ગરમ થઈ જઈ બોલી ઊઠી: 'જુઓ તમને પગે પડું, મારા દેખતાં આવી રીતે મારૂં સત્યાનાશ ન વાળો! તમારા ભલા માટે તમને રોકતી નથી. તમારા ભલા માટે તમને રોકતી હોત તો તમે મારું કહેવું પૂરું સાંભળ્યા વગર જ મારું અપમાન કરત ખરા? માણસ એવું કદી ન કરે. પરંતુ તમને ખબર છે કે હું મારા જ સ્વાર્થમાં બોલું છું. એટલે જ તમે આવી રીતે—'

બોલતાં બોલતાં તેનું ગળું ભરાઇ આવ્યું. તે ડૂસકાં ભરી ભરી રોવા લાગી.

શરદબાબુ આમાંથી એક અક્ષરે સમજી શક્યા નહિ, તેથી તેઓ નવાઇ પામી ગયા. એટલા બધા નવાઇ પામી ગયા કે સ્ત્રી રોઈ પડી છે એવું જોવા સમજવા છતાંયે તેને દિલાસો આપવા ઊઠ્યા નહિ.

ત્યાં બેઠાં બેઠાં જ તેમણે કહ્યું: 'આ શું બોલે છે, લક્ષ્મી!—મેં તારું શું કર્યું છે?'

લક્ષ્મી ગર્જના કરીને બોલી: 'શું કર્યું છે પૂછો છો?—આજકાલ કરતાં હું તમને ક્યારની કહું છું કે આ ઉંમરે તમારે ક્યાંય બહાર નીકળવાનું નથી—જુઓ, તમારા જીવનની સાથે જો મારો કશો સંબંધ ન હોત, તો હું તમને કાંઈ કહેત?—તમે તમને ફાવે ત્યાં ફરતા ફરો, હું તમને રોકવા ન આવત—એ તમે જાણો છો.'

પતિએ મૂંઝવણમાં પડીને કહ્યું: 'આ વિષે તો તેં મને માત્ર પેલે દિવસ રાત્રે એકવાર કહ્યું હતું—પછી તો કદી તું બોલી નથી, લક્ષ્મી!—અને એ વાતમાં મેં તારું અપમાન શું કર્યું એની તો મને કંઈ સમજ પડતી નથી!—'

'તે શાના સમજો, કહો! હું ફૂલી ફૂલી કહેવા ગઈ, તમે કશું સાંભળ્યું નહિ.—એ અપમાન નહિ તો શું કહેવાય? હાસ્તો, હવે જો આ છાતી ફાટી જાય ને મરી જાઉં તો પછી તમને ના કહેવા આવવાની નથી. જુઓ, તમારું શરીર રોજ રોજ કેવું થતું જાય છે, પણ તમે પોતે એ તરફ જરાયે લક્ષ આપો છો?—પરંતુ એ જોઈને બીકથી મારી તો છાતી ફાટી જાય છે—તેમાં પાછો આજકાલ નવો નશો કરવા માંડયો છે—છિ! મને દુ:ખી કરીને તમે સુખી થશો એમ તમે સમજો છો?'

એક શ્વાસે આટલું બોલી નાખીને લક્ષ્મીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

પતિની અજાયબી ધીરે ધીરે વધતી જ જતી હતી, તે બોલ્યો: 'નવો નશો વળી મેં શો કરવા માંડયો છે, લક્ષ્મી?'

'અફીણના નશામાં પાછું નવું જૂનું શું જોવાનું? અને વળી આજકાલ બે વખત ચા પીવા જોઈએ છે, ઉપર તમાકુ ને ચિરૂટ

તો ખરી જ—એ બધું નશો નહિ તો શું કહેવાય? એનાથી શરીરને નુકસાન નથી થતું શું?'

આ સાંભળી લક્ષ્મીની તરફ ભક્તિ, સ્નેહ અને સહાનુભૂતિથી વૃદ્ધનું હૃદય ભરાઈ આવ્યું. ગળગળા સ્વરે તેમણે કહ્યુંઃ 'હાં લક્ષ્મી! તું એને નશો કહે તો મારાથી ના ન કહેવાય! પરંતુ જો, હું પણ તને એક વાત કહી રાખું છું, સાંભળ! રોજરોજ મારી ઉંમર વધે છે, કાંઈ ઘટતી નથી. એથી તને થાય છે કે મારું શરીર સુકાતું જાય છે. પરંતુ હું સાચું કહું છું કે મારા શરીરમાં કશો જ રોગ નથી. ઊલટું કામકાજ ન કરું તો મને બીક લાગે છે કે વખતે પાછો વા થઈ આવે, સમજી?'

લક્ષ્મી ઘીની કડાઈમાં પૂરીઓ નાખતી નાખતી બોલીઃ 'હું.'

આ પછી આજે સાત આઠ દિવસે, સ્ત્રીની પતિસેવાની ખાઉં ખાઉં કરતી હોંશ પૂરી કરવા જતાં વૃદ્ધ અડધો થઈ ગયો.

: ૧૮ :

લક્ષ્મી અમિયાને સાફ સાફ કહેતી આવી હતી કે હવે હું તારા ઘરમાં પગ મૂકવાની નથી, માટે હવે તું મને બોલાવવાની તકલીફ લેતી નહિ.

એ સાંભળી શું શું થઈ જઈ અમિયાએ કહ્યું હતું: 'આમાં મારો શો વાંક છે? મને શું કરવા તરછોડો છો?'

આના જવાબમાં લક્ષ્મીએ અમિયાના માથા પર હાથ ફેરવતાં કહ્યું હતું: 'તને નહિ ભૂલું. અમીનો પ્રેમ સદાકાળ મને યાદ રહેશે.'

તે પછી ઘરમાંથી બહાર નીકળતી વખતે બીજી એક વાત તેણે ખાસ ભાર દઈને કહી હતી કે હવે પછી પતિની સાથે પહેલાંની પેઠે નરમ થઈને રહેજે. ગમે તેવા સંજોગોમાં પણ નરમ થઈને આજીજી કાકલૂદી કરજે, બાકી આજકાલના જેવી જીદ કદી પણ કરતી નહિ. કારણ કે જીદ કરવા જતાં ગોકુલના હાથે વધારે દુઃખ થવાનો સંભવ છે.'

છેવટે અમી રડી પડીને દિદિના હાથ પકડી બોલી હતી: 'ભલે, તમે કહેશો તેમ કરીશ. પરંતુ બુઢ્ઢા ફોઈબાએ શો ગુનો કર્યો કે તમે અહીં આવવાની ના કહીને એમને દુઃખી કરો છો?'

આના જવાબમાં લક્ષ્મી તેને આશ્વાસન આપી, કદાચ ગોકુલને સમજાવતી હોય તેમ બોલી હતી: 'એ તો ખરું જ. ફોઈબા જીવતાં છે ત્યાં લગી આ ઘરનું બારણું મારે માટે બંધ કરવાની તાકાત કોની છે?' મારી ઈચ્છા થાય તો હું ગમે ત્યારે આવી શકું છું.'

ગમે તેમ હો, આજે લગભગ દશ અગિયાર દિવસ વીતી ગયા, તો પણ ગોકુલને ઘેર જઈ ફોઈબાને મળવાની લક્ષ્મીને ઇચ્છા થઈ નહોતી, એટલે એ ગઈ નહોતી.

આજે બપોરે આવીને સુરો કહી ગયો કે ગોકુલબાબુને બહુ તાવ આવે છે; ફોઈબા પણ વાથી પથારીવશ પડયાં છે એટલે અમી એકલી બંનેની સારવાર કરી કરી ખૂબ મૂંઝાઈ ગઈ છે. એટલે ગોકુલે સુરોને મોકલી કહેવડાવ્યું છે કે આ સમાચાર મળતાં લક્ષ્મી એકદમ મને જોવા આવે!

આ સમાચાર સાંભળી લક્ષ્મીની આંખે અંધારાં આવ્યાં. ઊભરાતાં આંસુ જેમ તેમ કરી રોકીને તેણે સુરોને કહ્યું: 'તું હમણાં કયાં જાય છે, સુરો?'

સુરોએ કહ્યું: 'ગોંદલપુરના ઉમેશ દાક્તરને બોલાવવા.'

'તેમની દવા ચાલે છે શું? હં, એ તો ઠીક, પણ તાવ કયારનો આવે છે?'

'આજે આઠમો દિવસ છે.'

લક્ષ્મીએ મનમાં મનમાં હિસાબ કરી જોયો–'ત્રણ રાતંમાંજ તેનો 'શાપ' ફળ્યો છે. આવો ખયાલ આવતાં જ જાણે કોઈએ તેના હૃદયને આમળી નાખ્યું.

તે એકદમ બોલી ઊઠી: 'જુઓ, એ દાકતરનું કામ નથી–તું એક કામ કર, ભાઇ! ઉમેશબાબુને અહીં મોકલી તું એકદમ સીધો હુગલી જા. મારી માને જોવા પેલો દાક્તર આવ્યો હતો એ ખબર છે? ઓળખે છે એને? એનું ઘર જોયું છે ને તેં! એને તેડી લાવ. લે આ ગાડીભાડું—જો, કયાંય રોકાતો નહિ!'

આ પછી સુરો ગયો, એટલે લક્ષ્મી ઘરમાં જઇને પથારીમાં આળોટી પડી, ને બબડવા લાગી. ઓ ભગવાન! આ સમાચાર મને પહેલેથી જણાવવા વાસ્તે મારી આંખ આટલા દિવસથી ફરકાવતા

હતા તમે ?–અરે આ શું થયું ?—કાળ જીભે જે બોલાઈ ગયું તે તે સાચું પડયું. પરંતુ એને બદલે હું આવું બોલી હોત કે એ મારો રાજા થાઓ! તો એ રાજા થાત ખરો? જો એ ન થાત તો આ શા માટે થયું, દેવ?'

આમ કહી તે બે હાથે મોં ઢાંકી વ્યાકુળ બની રોવા લાગી.

અડધા કલાક પછી બેંદીની માની ઉંઘ ઊડી. લક્ષ્મીએ કોણ જાણે કેમ હજી થોડો વખત કાઢી નાખ્યો. પછી જવાની તૈયારી કરતાં તેણે કહ્યું: 'બાબુ જો આજે વહેલા ઘેર આવે તો કહેજે, કે હું ગોકુલ મિત્તિરને ઘેર ગઈ છું–ગોકુલદા બહુ માંદા છે–સમજી, હેમા?'

હેમા ગભરાઈને વચમાં બોલી: 'તમનેયે આજે થોડા દિવસથી તાવબાવ આવે છે ને—'

લક્ષ્મી વચમાં જ બોલી પડી: 'તું આવે વખતે મને ન સતાવ, હેમા!—આશીર્વાદ દે, બાઈ! કે ગોકુલદાની અલાબલા માથે લઈ, હું તેમને જલદી જલદી સાજા કરી નાખું—કહે જોઉં, એમના સિવાય મારું પિયરનું સગુંસાગવી બીજું કોણ રહ્યું છે, હેમા?'

બોલતાં બોલતાં તેણે મોં ઢાંકી દીધું. અત્યારે લક્ષ્મીના મોં પર એવો કરૂણ ભાવ હતો કે એ જોઈ ને પથ્થર પણ ઓગળી જાય. તેથી હેમા પણ સહાનુભૂતિપૂર્ણ સ્વરે બોલી ઊઠી: 'એ તો ખરું જ તો, મા! હસતે મોઢે, કેમ લક્ષ્મી! કેમ છે?' કરતો ઘરમાં આવે ત્યારે કોણ કહે કે તમે બંને સગાં ભાઈબહેન નથી?'

ગોકુલને ઘેર જઈ, મેડા ચડી, પહેલાં લક્ષ્મી ફોઈબાના ઓ-

રડામાં ગઇ. થોડીવાર પછી તે ગોકુલના ઓરડાના બારણાં આગળ આવીને ઊભી કે અમિયાએ કહ્યું: ' આવો દિદિ!—હાશ!—'

ગોકુલ આંખો મીંચી પડ્યો હતો. તેણે આંખો ઉઘાડી પછી બોલ્યો: ' આવ, આવ! અંદર આવી આ ખુરશીમાં બેસ. ઊભી કેમ રહી છે?–બીશ નહિ, આ જુદો રોગ છે, ચેપી નથી, ચેપી રોગની તને બીક—'

લક્ષ્મીને થયું કે હમણાં હું મૂર્છા ખાઇને પડી જઇશ. જેમ તેમ કરી તે પોતાની જાતને અંદર ખેંચી ગઇ. પછી ગોકુલના સૂકા મસ્તક પાસે ખપ કરીને બેસી પડી, ચીડાઈને કાતર કાતર કંઠે બોલી:

' જુઓ ગોકુલદા!–ફરી જો આવું બોલ્યા છો તો સાચું કહું છું–તમારા પગમાં માથું ફોડી મરીશ.'

શી ખબર કેમ આ થોડા દિવસમાં અમિયાની શરમ ખૂબ ઓછી થઈ ગઇ હતી. તેણે ઠાકુરઝીની વાતને ટેકો આપી પતિને કહ્યું: ' હં, તમારે તો બસ આવું જ બોલવું છે!'

ગોકુલે પત્નીની સામે જોઈ કહ્યું: ' હાસ્તો–દિદિને બોલાવો–બોલાવવા નહિ મોકલો તો એ નહિ આવે–' હવે દિદિ આવી ગઈ. હવે બે જણાં ભેગાં થયાં એટલે મને ધમકાવવાની ખૂબ મજા પડશે, ખરૂંને? ખરું ભાઈ, હં, લક્ષ્મી! પેલે દિવસ મેં તારી બંગડીઓ ભાંગી નાખી એટલે શરદબાબુ મારા ઉપર ખૂબ ગુસ્સે થયા હતા, નહિ?'

ગોકુલના છેલ્લા શબ્દો લક્ષ્મીએ સાંભળ્યા નહિ.

' દિદિને બોલાવો–બોલાવવા નહિ મોકલો તો એ નહિ આવે.' ગોકુલના મોઢે અમિયાના એ શબ્દો સાંભળી લક્ષ્મીના હૃદયમાં ગર્વ થયો. પોતાને બોલાવવા મોકલવામાં અમિયાનો જ હાથ હતો એવું તે પોતાના ઘરમાં બેઠાંજ સમજી ગઈ હતી, પરંતુ ગોકુલે કેવળ એના

આગ્રહને લીધે જ પોતાને બોલાવી હતી એવું તે કલ્પી શકી નહિ. તેથી તેને રીસ ચઢી, પરંતુ રીસનું ફળ તો તે પોતાના મોં સામેજ પડેલું જોતી હતી, એટલે એ રીસ એના મનમાં ઝાઝો વખત ટકી નહિ.

તેથી ચીડાઈને દ્રઢ સ્વરે તે બોલીઃ 'તમે આટલું બોલ બોલ કેમ કરો છો, ગોકુલદા?—માંદા પડે એટલે લોકો બોલ બોલ કરતા હશે?'

અમિયાએ કહ્યુંઃ 'હાં દિદિ, દાકતર બાબુ કહેતા ગયા છે કે આ રોગ જ બોલબોલ કરવાનો છે–હું ના ના કહું છું, પણ સાંભળતાં જ નથી.'

ગોકુલ સ્ત્રીની સામે આંખો કાઢીને બોલ્યો 'તે શું હું અમથો બોલું છું—લક્ષ્મીની અક્કલ તો જો! શો રોગ છે, શું થયું છે, કશું પૂછપા કર્યો વગર, ખપ દઈને પથારી પર આવી બેસી ગઇ! આવો ચેપી રોગ બીજો કયો છે? એને ચોંટયો તો?'

છેલ્લા શબ્દો સાંભળી લક્ષ્મીનું મન આનંદથી નાચી ઊઠયું. પરંતુ બીજી જ ક્ષણે તેનું મોં સુકાઈ ગયું. તે મનમાં મનમાં બોલીઃ 'હમણાં નહિ, પહેલાં તમે સાજા થઇ જાઓ!' પછી તે મોઢે બોલીઃ 'તે ચોંટે તો છોને ચોંટતો!–તમને પગે પડું, ગોકુલદા! તમે જરા ચૂપ રહો!'

ગોકુલ પોતાની ધૂનમાં જ બોલતો જતો હતોઃ 'હાસ્તો, ચૂપ જ રહું તો!–પછી તારો પેલો ડોસો તારા દુઃખે ગાંડો થઇને મારો વાંક કાઢશે એનું શું? હરિ, લક્ષ્મી, ડોસો તને ખૂબ ચાહે છે, ખરું ને?—ના, ના, આવો સવાલ ન પૂછાય, ભાઈ! યાદ છે તને, લક્ષ્મી! આવું પૂછવા માટે તે દિવસ તેં મને ગાંડો કહ્યો હતો! હશે, શું કરું, મરતી વખતે માસીમાએ મને કહ્યું હતું કે તારો કશો વાંક નથી–લગન પહેલાં તેં મને કાગળ લખ્યો હતો—'

અમિયા દિદિના મોં સામે જોઇ રડું રડું થઈ જઇ બોલી: 'એ દિદિ! પાછું કાલ રાતની પેઠે બોલવા માંડયું છે–દાકતર ફરી ફરીને ના કહી ગયો છે—'

ગોકુલે કહ્યું: 'ઓહ!–જોયો ના હોય તો મોટો દાકતર! પેલે દિવસ લક્ષ્મી મને એવું જ કહેતી હતી ને!—હારતો, અને આ મારા કરતાં એક ટલ્લો ચડે એવો છે, ખબર છે, લક્ષ્મી?'

લક્ષ્મી ખીજાઇને બોલી: 'તમે ચૂપ રહો છો કે નહિ, ગોકુલદા! આવું કરવું હોય તો કહી દો, હું જતી રહું!' આમ કહી ખરેખર તે ઊઠીને ઊભી થઇ.

એ જોઈ ગોકુલ ચમકતી આંખે તેની સામે જોઈ વિચિત્ર રીતે હસીને બોલ્યો: 'જવાશે?' પછી બીજી જ ક્ષણે એકદમ બોલી ઊઠયો: 'ઠીક ઠીક–બેસ,–હવે નહિ બોલું.'

લક્ષ્મી બેઠા પછી, ફરી તે ધીરે ધીરે પોતાના મનમાં બોલ્યો: 'ચાહે છે–ધૂળ ચાહે છે! ચાહતી હોય તો વાતવાતમાં જતી રહું છું 'જતી રહું છું' કહી બીવડાવે ખરી?'

લક્ષ્મી બોલી: 'પાછું એ!'

એક વખત 'જા–જા!–' કહી ગોકુલ ચૂપ રહ્યો, ફરી કશું બોલ્યો નહિ.

થોડીવાર પછી ઉમેશ બાબુને લઇને લગભગ અશક્ત જેવો વૃદ્ધ હરિપદ લાકડીને ટેકે ઉપર આવ્યો, ને કાંપતે સ્વરે બોલ્યો: 'દાક્તર બાબુ આવ્યા છે.'

અમિયા માથે છેડો ખેંચી ઓરડામાંથી બહાર નીકળી ગઈ પણ લક્ષ્મી બેસી રહી.

ઉમેશ બાબુએ આવી બહુવાર સુધી પરીક્ષા કર્યાં પછી કહ્યું: 'રોગ

દિવસે દિવસે વધતો જાય છે. હવે બોલાવવો હોય તો કોઇ સારા દાક્તરને બોલાવી જુઓ! વગેરે વગેરે—'

રોગ ખરેખર બહુ વકર્યો હતો એ વાત તો હુગલીથી આવેલા દાક્તરે પણ કહ્યું. પરંતુ થોડા દિવસ ભોગવાવશે, ને થોડું ખરચ કરાવશે એ સિવાય બીજું કંઇ નુકસાન એ નહિ કરી શકે એ વિષે પણ તેણે ખૂબ હિંમતથી કહ્યું.

એ પછી કેટલાક દિવસો વીતી ગયા. અમિયા આજકાલ બિલકુલ છોકરમત કરતી નથી. તેના પોતાના જ શબ્દોમાં તેણે એક દિવસ કબુલ કર્યું હતું કે પતિ એટલે શું તે હવે તે બરાબર સમજતાં શીખી છે. આ સિવાય, લક્ષ્મી પેલા દિવસથી તેને જેટલી સરળ માનતી આવે છે—તેટલી સરળ તે હવે નથી એમ હોડ બકીને કહી શકાય. કારણ કે તેવું હોત તો, તે જ દિવસે તેના મનમાં જે એક દૃઢ ખ્યાલ બંધાઇ ચૂક્યો હતો કે લક્ષ્મીને મારા પતિ ગોકુલની સેવા ચાકરી કરવા મળે તો બહુ સુખ થાય છે, એ ન બંધાયો હોત, અને આજ સુધી તે ખ્યાલ એવો ને એવો દૃઢ ન રહ્યો હોત.

અમિયાને ખબર પડે કે મારા મનની સરળતા વિષે આવી રીતે શંકા કરવામાં આવે છે તો એ પોતે જ તેનો તીવ્ર વિરોધ કર્યા વગર ન રહે. તે કહેઃ 'ના, ઠાકુરજી વિષે મારા મનમાં આવો ખ્યાલ હોવા છતાં હું સરળ છું. કારણ કે ઠાકુરજીના મનનો ભાવ સમજી લેવાની મારી કોઇ જવાબદારી નથી, અને મારે વધારે પાકા થવાની પણ જરૂર નથી. ઠાકુરજીએ પેલે દિવસ છંછેડાયેલા સાપની પેઠે ફુંફાડો કર્યા પછી, પતિસેવા વિષે મને ઉપદેશ દેવા માંડયો હતો. તે

ઉપદેશ દેતી વખતે વચમાં વચમાં એમના આંખ મોંનો એવો ભાવ થયેલો કે તે જોઇને, અને તેના મોંમાંથી વચમાં વચમાં એવા એક બે શબ્દો નીકળી પડેલા તે સાંભળીને મને એમને વિષે આ જાતનો ખ્યાલ પેદા થયો છે. અને કોઈ પાંચ વરસની છોકરી પણ જો તે વખતે એમની સાથે એ ઓરડામાં હોત તો, હું શરત પર કહું છું કે તે પણ મારા જ જેવું અનુમાન બાંધત.

પરંતુ તમે અમિયાને કહો કે તું હવે બે વરસની કાચી કીકી નથી તો એ સહી લેશે, પણ તું સરળ નથી, પણ ધૂર્ત છે, પક્કી છે, એવું જો તમે તેને કહો તો એ મૂંગી મૂંગી કોઈ કાળે સહી લેવાની નહિ!

નહિ સહી લે, પરંતુ જો તમે અમિયાને પૂછો કે દિદિના સંબંધમાં તારા મનમાં જે ખ્યાલ પાકો ઠરી ગયો છે તે વિષે તું દિદિને જ કેમ કશું કહેતી નથી? તું કહે છે કે હું સરળ છું, તો પછી એક દિવસ વાત કહેતાં કહેતાં વચમાં અટકી કેમ ગઈ હતી? વળી, આને જ લીધે દિદિની ઉપર શરૂઆતમાં તને ઘૃણા થઈ હતી એનું શું કારણ? તને કંઈક ભય પણ પેદા થયો હતો એનું શું કારણ? આ બધાં લક્ષણો કંઈ સરળ માણસનાં લક્ષણો નથી! આવું પૂછો તો એ શું જવાબ દેશે?

જવા દો, અત્યારે કહેવાનું એ છે કે અમિયાએ શી ખબર શું સમજીને, શું વિચારીને પોતાના મનમાં શું સંકલ્પ બાંધ્યો હતો તે ચોક્કસપણે કહેવું મુશ્કેલ છે. તેની આજકાલની રીતભાત, અને ચાલ ચલણ જોઇને હું આ કહું છું. કારણ કે આજકાલ આ ઘરમાં એક નવો નિયમ થયો છે કે લક્ષ્મીએ આખો દિવસ ગોકુલની સેવા ચાકરીમાં રહેવું, ને અમિયાએ ઘણો ખરો વખત ફોઇબાની પાસે રહેવું. આ નિયમ કરનારી પણ અમિયા પોતે જ હતી.

તેણે એક દિવસ લક્ષ્મીને કહ્યું; 'મારાથી, બાઈ! એમની પાસે

નહિ બેસાય—માટે તમારે જ આખો વખત અહીં આવીને બધું જોવા સંભાળવું પડશે—હું ખાલી વચમાં વચમાં જોઈ જઈશ.'

તેથી આજે છ દિવસ થયાં લક્ષ્મી જ ગોકુલની સેવામાં લાગેલી છે.

આજે બપોરે દાક્તર આવીને જોઈ ગયા. તે પછી અડધા કલાકે ગોકુલનો બકવાટ વધી ગયો. લક્ષ્મી ઓરડામાં એક ખૂણે બેઠી બેઠી સ્ટવ સળગાવી દૂધ ગરમ કરતી હતી, અને અમિયા પતિના ઓશીકા આગળ બેસીને તેમને માથે હાથ ફેરવતી હતી.

ઓચિંતાનો ગોકુલ હો હો કરીને હસી પડયો. તે હસતાં હસતાં બોલ્યોઃ 'દાક્તર બાબુ મને આજે બીવડાવતા ગયા છે. અંગ્રેજીમાં કહે કે મારું નહિ માને તો તારું મગજ ખસી જશે—તુ બુદ્ધિશાળી છે, એટલે આવી છોકરમત કરતો નહિ. હા—હા! મારું ખસી જશે, હું ગાંડો થઈ જઈશ!—ઠીક ભાઈ, પરંતુ જેના માથા પર મારી સેવા ચાકરીનો ભાર નાખીને તેઓ સાહેબ સિધાવે છે, તે તો ક્યારની યે ગાંડી થઈ ગઈ છે, પણ એની એમને ખબર નથી.'

લક્ષ્મી ધમકાવીને બોલી: 'પાછો બકવાટ શરૂ કર્યો?'

ગોકુલે કહ્યું: 'હું તો માત્ર બકવાટ કરું છું, લક્ષ્મી! પણ તું પોતે શું કરે છે એ કહે જોઉં! ગાંડાની ઇસ્પિતાલમાં બધા ઘણા રહે છે, પણ તારા જેવું કોઈ જોયું નહિ—મારી સાથે લગન ન થયાં, એથી તને કંઈ નુકસાન થયું હોય એવું મને તો નથી લાગતું, અને મારું પૂછતી હોય તો મને યે શું નુકસાન થયું છે તે! જો તો ખરી, અમી મારા માથા પર કેવો હાથ ફેરવે છે!—'

આ શબ્દોએ ગોકુલના મુખમાંથી નીકળી ઓરડામાં મોટો વંટોળીઓ જગાડી દીધો.

અમિયાનું મોં ઘડીકમાં કાળું શાહી થઈ ગયું. તે પતિના માથા

પર હાથ ફેરવતી હતી, પણ તેનો હાથ એકદમ ફરતો રહી ગયો. બીજી તરફ ગરમ દૂધની વાટકી લક્ષ્મીના હાથમાંથી ઠક કરતી પડી ગઈ, અને ગરમ દૂધ લક્ષ્મીના પગને થોડો દઝાડી નીચે ઢળ્યું, ને આંગણામાં રેલો થઈને વહ્યું. 'ઓ!' કરી લક્ષ્મી વેદનાથી પગ ઊંચો કરી દોડવા લાગી, પણ એ તરફ અમિયાની નજર હતી એમ કહીએ તોયે ખોટું છે, ને નહોતી એમ કહીએ તોયે ખોટું છે—અમિયા માત્ર મૂઢ બનીને બેસી રહી હતી.

થોડીવાર પછી, બીજા ઓરડામાંથી ફોઈબાએ ક્ષીણ કંઠે બૂમ મારી: 'ઓ વહુમા!—'

વહુમાને જાણે શ્વાસ મૂકવાની જગા મળી ગઈ. 'એ આવી!' બોલતી તે ઝડપથી ઓરડામાં બહાર નીકળી ગઈ.

અમિયાના ગયા પછી લક્ષ્મી દોડી આવી. ગોકુલના મોં પર મોં લાવી તેણે તેના રોગથી ફિક્કા બની ગયેલા મોં પર અંગારા જેવી આંખો સ્થિર કરી, અતિશય નિષ્ઠુર ભાવે કહ્યું: 'જુઓ, હજી એવા ગાંડા થવાને તમારે વાર છે—તમે એના દેખતાં આજે મારું અપમાન કર્યું છે—ફરી જો આવા શબ્દો મોંમાં આણ્યા છે તો—'

બોલતાં બોલતાં તેનું મન એવું વ્યાકુળ બની ગયું કે તે રડી પડી.

તે બોલી: 'હવે આણો તોયે શું? જે થવાનું હતું તે થઈ ગયું છે, નહિ તો અમિયા આમ કેમ—'

એકદમ દાંત ભીંસીને તે જોર કરીને બોલી ઊઠી: 'સારૂં થયું—એને ખબર પડી તે સારૂં જ થયું—આટલા દિવસ ન સમજી તે એના જ ભલા માટે—સારૂં થયું—ઠીક જ થયું—'

બોલતાં બોલતાં ફરી ગોકુલની સામે જોઈ અતિશય વિકૃત સ્વરે તે બોલી: 'સારૂં કર્યું—ના, ના, તમને મના નથી કરતી—તમારાથી બોલાય તેટલું બોલો—હું કશું નહિ કહું.—'

ગોકુલનું તાવનું ઘેન બિલકુલ ઊતરી ગયું હતું. લક્ષ્મીના મોં સામે જોઈ ભયભીત બની તે બોલ્યોઃ 'મને માફ કર, લક્ષ્મી!— મારી ભૂલ થઈ.'

લક્ષ્મી ફરીથી શૂનમૂન બની દૂધ ગરમ કરવા બેસી ગઈ હતી— તેણે કશો જવાબ દીધો નહિ.

બીજી તરફ અમિયાની પણ આવી જ દશા હતી, આટલા દિવસ જે તેને મન ઝાંખું ને અસ્પષ્ટ હતું તે આજે પતિના શબ્દો સાંભળીને એકદમ સાફ સ્પષ્ટ થઇ ગયું હતું, અને તે જોઈ તેનો અંતરાત્મા થથરી ઊઠયો હતો. પતિની સાથે લક્ષ્મી ઠાકુરજીનાં લગન થવાની વાત અમિયાએ આ પહેલાં સાંભળી તો હતી. લોકોને મોઢે એ વાત સાંભળી એક દિવસ અમિયાએ હસતાં હસતાં ઠાકુરજીએ એ વિષે પૂછયું ત્યારે લક્ષ્મીએ તેનો સહજ સ્વાભાવિક ભાવે જવાબ દીધો હતો કે 'હા, હું પાંચ વરસની હતી ત્યારે આવું કહીને બધાં મને ખીજવતાં.'

અમીએ એ માની લીધું હતું; એટલે એ પછી જો કોઈ તેને આ વાત કહેવા આવતું તો એ તેને બોલતું જ અટકાવીને કહેતી કે 'હા, ઠાકુરજીને મોઢે જ મેં બધું સાંભળ્યું છે.'

ગમે તેમ, આટલા દિવસ અમિયા એમ સમજતી હતી કે કેવળ લક્ષ્મી જ તેના 'ગોકુલદા' ને ચાહે છે, બાકી ગોકુલદા તો આ સંસારમાં અમિયાના જેટલી બીજી કોઇને ચાહતા નથી. આજે એકાએક તેની એ ભૂલ ભાંગી ગઈ. હવે તેને મનમાં એવાં જ વિચારો આવવા લાગ્યા કે અત્યાર સુધી મને એવા શા પુરાવા દેખાયા હતા કે હું આવી જૂઠી ભ્રમણામાં મસ્ત બની ગઈ હતી? પતિએ પોતે તો મને કદી યે એવું કહ્યું નહોતું? તો પછી હું આવું માની બેઠી

કેવી રીતે? મને 'બાઘી' કહીને લક્ષ્મી હસતી હતી, તે હસે જ તો! હવે મને એ શબ્દનો અર્થ સમજાય છે!

તે વિહ્વળ બની ગઈ.

ફોઈબાના પગે હાથ ફેરવતાં ફેરવતાં તે મનમાં મનમાં બોલીઃ 'જો તો ખરી, અમી મારા માથા પર કેવો હાથ ફેરવે છે! હાસ્તો, અમી એની કોણ? એટલે જ 'કેવો' કહેને? આજલગી મેં પતિની ખાતર જેટલું જેટલું કર્યું તે બધું પતિને મન તો નવાઈ જેવું છે. કારણ કે હું પરાઈ મૂઈ છું. અને લક્ષ્મી? એ એમની સગી છે, એટલે એ જે કંઈ કરે તેમાં 'કેવું, કેવું' કરીને વખાણ કરવાની જરૂર નહિ! કારણ કે એમ કરીને લક્ષ્મી માત્ર પોતાની ફરજ બજાવે છે.'

આવી રીતે વિચાર કરતાં કરતાં તેને મનમાં થયું કે હમણાં જ દોડતી જઈને ઠાકુરજીને પગસાં પડીને કહું કે જાઓ, ફરી આ ઘરમાં પગ મૂકશો નહિ. મારા પતિ સાજા થાય કે ન થાય એની તમારે કાંઈ ચિંતા કરવાની જરૂર નથી.

પરંતુ આ ઈચ્છાનો અમલ કરવો કેવી રીતે? તે વિચાર કરવા લાગી કે આંધળા ખ્યાલને વશ થઈને દિદિના મનને શાંતિ આપવાના હેતુથી મેં જ સ્વેચ્છાએ પતિની સેવા ચાકરીનો ભાર એના હાથમાં મૂક્યો છે, અને મારું સત્યાનાશ નોતર્યું છે! હવે હું એને આવું કહેવા જાઉં તો એ કહેશે કે કેમ આમ? તો હું શો જવાબ દઈશ?

આવો સવાલ મનમાં પેદા થયો કે તરત અમિયા ઉશ્કેરાટમાં ફટ દઈને બોલી ઊઠીઃ 'કેમ વળી, ચોખ્ખેચોખ્ખું સંભળાવીશ કે—'

બોલતાં બોલતાં એકદમ બીકથી ચમકીને તેણે જોયું કે ફોઈબા સાંભળી ગયાં તો નથીને? પણ સદ્‌ભાગ્યે ફોઈબા ઊંઘી ગયાં હતાં.

અમિયાની છાતી ધડક ધડક થવા લાગી. બીજા પણ અનેક

વિચારો તેના મનમાં ઉભરાવા લાગ્યા—ભાષાની તાકાત નથી કે એ બધાને પ્રગટ કરે.

× × ×

એ પછી વીસ દિવસ વીતી ગયા.

કોઈના હૃદયરાજ્યમાં શું ચાલી રહ્યું છે તેના સમાચાર જો બીજાને મળી શકતા હોત તો મને લાગે છે કે દુનિયાનો વ્યવહાર અટકી પડત.

ઘણી વખત એવું પણ બને છે કે પોતાના મનની અવસ્થા ક્યારે કેવી રીતે બદલાય છે તેની માણસને પોતાને સમજ પડતી નથી. એટલે બીજાઓને તો તેની સમજ ન જ પડે એ દેખીતું છે.

અમિયા અને લક્ષ્મીના મનની અવસ્થામાં પણ એવું જ પરિવર્તન થયું છે. પેલે દિવસે તે બંને જાણ્યાં જેવાં વિહ્વળ બની ગયાં હતાં, તેવાં હવે નથી દેખાતાં—બિલકુલ નહિ. દિદિને ઘરમાં આવવાની મનાઇ કરવી તો દૂર રહી, પણ ઠાકુરઝી તરફ એક અપૂર્વ કરૂણ અને સહાનુભૂતિથી અમિયાનું હૃદય પરિપૂર્ણ થઇ ગયું હતું.

અને લક્ષ્મી? તેણે જ્યારે જોયું કે અમિયા વાતને ચોળીને ચીકણી કરવાને બદલે, પોતાની સાથે હળી મળીને વાત કરે છે, ત્યારે અમી ઉપરની તેની ઇર્ષ્યા ધીમે ધીમે ઓછી થતી ગઈ, છેવટે તે વિચાર કરવા લાગી કે કઇ અક્કલે હું એક દિવસ કેડ કસીને એની સામે ખડી થઇ ગઇ હતી! સારૂં થયું કે તે દિવસે કંઇ કઠોર શબ્દો બોલી નાખીને મેં બાપડીને દુઃખી કરી નહિ! પરંતુ—તો શું અમી ખરેખર કશું સમજી શકતી નથી? ના, સમજી નથી શકતી એમ કહેવું એ ખોટું છે. ન સમજી શકી હોત તો એ દિવસે એનો ચહેરો એવો થાત જ નહિ! અમી અત્યારે કહે છે કે પતિને મોઢે દાક્તરનો અભિપ્રાય સાંભળીને, અને પતિને ગમે તેમ બકતા સાંભળીને બીકથ

એનો જીવ ઊડી ગયો હતો એથી પોતે એવી બની ગઈ હતી એ શું સાચું હશે? કે પછી એ જાણી બૂઝીને મારી સાથે ચતુરાઈ રમી રહી છે? ના, ના, એવું પણ કેમ બને? એવી તો આ છોકરી નથી!

છેવટે લક્ષ્મીએ એવું કહીને મનને શાંત પાડયું કે 'મારે શું? અમી બધું સમજી છે કે નથી સમજી એની ચિંતા કરી કરી બળી મરવાની મારે શી જરૂર?'

તે દિવસથી લક્ષ્મી પાછી હસતે મોઢે અમીની સાથે વાતોચીતો કરવા લાગી.

જવા દો. જે કહેતો હતો તે જ કહું. વીસ દિવસ થઈ ગયા છે. લક્ષ્મીની ખરા હૃદયની સેવા ચાકરીના પરિણામે, થોડા દિવસથી, ગોકુલ ધીમે ધીમે સાજો થતો જતો હતો. પણ હજી તે માત્ર હાડ-પિંજર જેવો હતો—કારણ કે આજકાલ તેનો ચહેરો બહુ ખરાબ થઈ ગયો હતો—માથાના વાળ ખરવા માંડયા હતા, અને આંખો પીળી પડી ગઈ હતી. અને કંઠસ્વર તો એવો તીક્ષ્ણ થઈ ગયો હતો કે દશ હાથ સુધી પણ તેનો અવાજ પહોંચતો નહોતો.

લક્ષ્મી દરરોજ સવારે અગિયાર વાગે અહીં આવતી, ને આખો દિવસ ગોકુલની સેવાચાકરી કરી સાંજે, કોઈ દિવસ પતિ ઘેર આવે તે પહેલાં ઘેર પહોંચી જતી, તો કોઈ દિવસ મોડી ઘેર જતી—પતિ તેની રાહ જોતા આંગણામાં બેઠા બેઠા ધૂમ્રપાન કરતા.

ગમે તેમ હો, હમણાં થોડા દિવસથી લક્ષ્મીના મનમાં ભારે ખળભળાટ જાગ્યો હતો. તે જાણે દિવસે દિવસે એવી કોઈ અવ્યક્ત અને અકલ્પ્ય પીડની જાળમાં પોતાને વીંટાળી રહી હતી કે એની ચુંગાલમાંથી છૂટવા માટે કોઈ કોઈ દિવસ રાતે તે પથારીમાં પડી પડી મનમાં કલ્પનાઓ કરતી કે થોડા દિવસ પતિને લઈને, દેશ છોડી કયાંક જતી રહું. સવારે જ પતિને આ વાત કરું—એવો એ

મનનાં દૃઢ નિશ્ચય કરતી, પરંતુ નશાબાજની પ્રતિજ્ઞાના જેવું જ પરિણામ આવતું--એ પીડામાં એક પ્રકારની ખાસ માદકતા હતી, કારણ કે એ પીડાનો સામનો કરવાનો નિયત સમય આવે તે પહેલાં જ લક્ષ્મી તે પીડાને માટે આતુર બની બેસી રહેતી. ક્યારે અગિયાર વાગે, ને ક્યારે ગોકુલને ઘેર જાઉં, ને એને મારી વાટ જોતો—તકિયાને અઢેલીને બેઠેલો જોઉં—એ રોગથી કૃશ થયેલા ફિક્કા ચહેરામાં શી ખબર શી શક્તિ છે—જોતાં જ મોહ થાય છે; ચાહવાનું મન થાય છે. લક્ષ્મીએ એ અદમ્ય શક્તિ આગળ પોતાની હાર સ્વીકારી લીધી હતી. તેથી તે જ્યારે ત્યારે પોતાનું ભાન ભૂલી, એકી ટશે ગોકુલના નિદ્રાવશ ચહેરા સામે તરસી નજરે જોઈ રહેતી, અને જોતાં જોતાં કોણ જાણે કેમ ઓચિંતી ચમકી પડતી. એ શું વિચાર કરતી હશે તેની એને ખબર, અથવા કદાચ એને યે ખબર નહિ હોય.

હમેશ મુજબ આજે પણ બપોરે ગોકુલ ઊંઘતો હતો. અને અમીને રાતે જાગવું પડે છે એટલે એ પણ વખત થતાં, લક્ષ્મીના આગ્રહથી બીજા ઓરડામાં જઈને ઊંઘવા પડી હતી. લક્ષ્મીની હૃદયની તૃષ્ણા આજે ઘણી વધી ગઈ હતી. એના લાલ લાલ હોઠ ગોકુલના ફિક્કા ગાલને સ્પર્શવા માટે આજે અતિશય અસંયમી બની ગયા હતા. લક્ષ્મી બરાબર ચોરની પેઠે લપતી છપતી આગળ વધી; તે ઊભી રહી—માત્ર વચમાં એક વેંતનું જ અંતર હતું, તેનું હૃદય જોરથી કાંપતું હતું. કોઈએ વિશ્વાસથી પોતાની તિજોરીની ચાવી સોંપી હોય અને એ માણસ ચાવી હાથમાં આવતાં, ગુપચુપ ઘરમાં ઘુસી તિજોરી ઉઘાડી સોનામહોરોની થેલી કાઢીને ચોરી જવાનું કરતો હોય એના મનના જેવી અત્યારે લક્ષ્મીના મનની દશા હતી. તે બોલી: છિ! છિ! હું આટલી નીચ? હું પારકી મિલ્કતની ચોરી કરવા બેઠી છું—મારી ચોરી પકડાઓ કે ન પકડાઓ, પરંતુ હું ચોર? આવો વિશ્વાસઘાત કરવા કરતાં તો ગળે ગાગર બાંધીને પાણીમાં ડૂબી મરવું વધારે સારું.

વિચારતાં વિચારતાં તેનું આખું શરીર થથરી ઊઠયું. શરીરનું લોહી ઠરી ગયું, અને મોં મડદાના જેવું ફિક્કું થઇ ગયું--તે જોરથી હાંફવા લાગી.

બરાબર આ વખતે અમિયા ત્યાં આવી પહોંચ્યા. દિદિને આવી દશામાં જોઇ એ જરા બી ગઈ. તે બોલી: 'શું થયું, દિદિ?'

દિદિ પલકમાં મનનો ભાવ દબાવી દઇને બોલી: 'હે? કશું થયું નથી--ખરાબ સ્વપ્નું આવતું હતું, એટલે કાન માંડી સાંભળતી હતી.

લક્ષ્મીના મોંનો દેખાવ જોઇ અમીએ તો એ માની લીધું, પરંતુ લક્ષ્મીને પોતાને પોતાની ઉપર ખૂબ ગુસ્સો ચડયો. શરમથી તેને ધરતી માગ આપે તો સમાઈ જાઉં એવું થયું. માથું પછાડી લોહી કાઢવાનું પણ તેને ખૂબ મન થઈ આવ્યું.

અમિયા ઘરમાંથી બહાર જતી રહી, પછી ગોકુલે તીરછી આંખે લક્ષ્મીના મોં સામે નજર કરી, પણ લક્ષ્મીને તેની ખબર પડી નહિ.

: ૧૯ :

એકાદ મહિનાથી ગોકુલને આરામ થઈ ગયો છે. તો પણ હજી તેનું શરીર સંપૂર્ણ સ્વસ્થ બની ગયું છે એમ કહી શકાય નહિ.

આજે સામી ફળીમાં બોઝને ઘેર મનોરમાની ભાણેજની નાની છોકરીનાં લગ્ન છે. બાઇનો નાચ થવાનો છે. ગામની પાંચ વરસની છોકરીથી માંડીને એંસી વરસની બુઢ્ઢી પણ એ જોવા જવાની છે.

સાંજ પડવાને અડધાએક કલાકની વાર હશે. મનોરમાની દાસી પંચી પાલખી લઇને લક્ષ્મીને ઘેર આવી પહોંચી. ગાડી જોતાં જ લક્ષ્મી સમજી ગઈ કે મનોરમા ગાડી કરીને ગોકુલને ઘેર આવી છે; અને અત્યારે મારી જ રાહ જોઇ રહી છે. હું જાઉં કે તરત તે મને, અમીને અને નારાયણીને લઇને જશે. કારણ કે પહેલેથી જ આવી વાત થયેલી હતી.

પંચીએ ઘરના આંગણામાં પગ દેતાં જ બૂમ પાડીઃ 'ક્યાં છો, દિદિમણી! તમારે હવે કેટલી વાર છે?'

લક્ષ્મી ઘરમાંથી બહાર નીકળતાં જ દાસી એકદમ ગાલે હાથ દઇને બોલી ઊઠીઃ 'અા મા—આ શું?—લૂગડાં બદલવાની વાત ક્યાં, પણ હજી તમે માથાના વાળ પણ હોળ્યા નથી—અને મા તો કહે—'

લક્ષ્મી વચમાં જ બોલી ઊઠીઃ 'હાં, તમે જઇને કહો કે મારાથી નહિ અવાય, શરીર સારું નથી—'

દાસીએ એક બે વખત આગ્રહ કર્યો, પણ નિષ્ફળ. તે પાલખી લઇને પાછી ફરી.

વૈશાખ મહિનો હતો--આકાશમાં કયારનાં વાદળાં ઘેરાવા માંડયાં હતાં. પાલખી લઇને થોડેક દૂર ગઈ હશે, એટલામાં ઝમઝમ વરસાદ વરસવા માંડયો. મહોલ્લામાં કોઈ માણસ દેખાતું નહોતું, એટલે નવા વરસાદને વધાવવા કોઈ છોકરાં ઘરમાંથી નીકળ્યાં નહિ.

નોકરો પાલખી ઊઠાવીને થોડે દૂર ગયા પછી, લક્ષ્મીને મનમાં થઈ આવ્યું કે એમને પાછા બોલાવું. પરંતુ તેણે એ વિચાર મનમાંથી કાઢી કાઢતાં કહ્યું: 'છટ્! બોલાવું તોયે એ લોકો હવે કયાં સાંભળી શકે તેમ છે? કેમા હોત તો બોલાવવા મોકલત--જવા દે ને, હમણાં જઇને પાછા આવશે.'

પછી તો વરસાદ પડયો. લક્ષ્મી થોડો વખત ઘરમાં આમતેમ ફરી, પછી શી ખબર શું સમજીને, આયનો કાંસકી લઇને આંગણામાં માથું હોળવા બેઠી. માથું હોળાઈ ગયું, ને વરસાદ પણ રહી ગયો. લક્ષ્મી ઝટપટ કપડાં બદલવા ને ઘરેણાં પહેરવા લાગી. આ વખતે પંચી આવે તો એને ખોટી થવું ન પડે એવું એના મનમાં હતું.

લક્ષ્મી કપડાં બદલી રહી, ત્યારે સાંજ વીતી ગઈ હતી. અને નીલ આકાશમાં પૂર્ણિમાનો ચંદ્રમા હસું હસું મોં કરી ઊગ્યો હતો.

પણ પાલખી ફરી આવી નહિ. હમણાં આવશે, હમણાં આવશે એ આશામાં રહીને લક્ષ્મી છવટે બોલી ઊઠી: 'ન આવે તો રહી—મને એવો શોખ પણ નથી—જેમને છે તે ભલે જાય--'

પછી તેણે પહેરેલાં કપડાં ને ઘરેણાં ઓઢાં ઊતારવા માંડયાં. ઊતારતાં ઊતારતાં તેનું મન કોણ જાણે કોના ઉપર ગુસ્સો કરી જોરથી બોલી ઊઠયું: 'કેમ, આ બધા વગર નહોતું ચાલતું શું?'

આ પછી એકલાં ઘરમાં તેનું મન મુંઝાવા માંડયું, એટલે તે

નિસરણી ચડીને અગાશીએ ગઈ. અગાશીમાં એક તરફ રસ્તા પર ઊગેલા ઝાડની ડાળીઓ ઝૂકતી હતી. એ તરફ જઈને, એક ડાળ પકડીને ઊભી રહી. ઊભી ઊભી તેણે સામેના વિશાળ મેદાન તરફ નજર કરી—એ મેદાન જાણે લક્ષ્મીની પેઠે જ એકલું, સોબતી વિનાનું ચંદ્રમાના અજવાળામાં લાંબું થઈને પડયું હતું. દૂર દૂર કેટલાંક તાડનાં ઝુંડ જાણે કોઈ અજાણી દાનવ નગરીને ચારે તરફથી મજબૂત દિવાલની પેઠે ઘેરીને ઊંચું માથું કરી ઊભાં હતાં.

ધીમો ધીમો પવન વાતો હતો—તે જાણે લક્ષ્મીના શરીર પર ને માથા પર હાથ ફેરવતો હતો. લક્ષ્માને થયું કે આ મારા હૃદયનો રૂંધાયેલો શ્વાસ છે! ચારે દિશાઓની નિસ્તબ્ધતા એકી સાથે ભેગી થઈને એના હૃદય ઉપર આવી પડી હોય એવું તેને લાગતું હતું.

તે હવે રહી શકી નહિ. તે એકદમ ઊભી થઈ ગઈ. ઘણી દોડાદોડ કરીને મહોલ્લાના ઓળખીતા પાલખીવાળાને બોલાવી લાવી, બોઉને ઘેર જવા એ નીકળી પડી. આજે શરદબાબુ કહેતા ગયા હતા, કે ઘેર આવતાં મને મોડું થશે. એમના આવતા પહેલાં જો પાછી આવી જઇ તો વાંધો નથી, અને કદી ન અવાયું તો તો તેઓ કોઇને મોકલીને ઘરની ચાવી મગાવી લેશે.

પાલખી ગોકુલના ઘર આગળ થઇને નીકળી ત્યારે ઓચિંતો લક્ષ્મીને ગોકુલ યાદ આવી ગયો. આહ! બિચારો એકલો ઘેર શું કરતો હશે? એને મૂકીને અમિયા ને ફોઈબા નાચ જોવા ગયાં છે એ વિષે લક્ષ્મીને કોઈ શંકા નહોતી. લક્ષ્મીના હૃદયમાં હાહાકાર વ્યાપી ગયો. તે વિચારવા લાગી કે એ લોકોને શું જરાયે લાગણી નહિ હોય? એમની ગેરહાજરીમાં ગોકુલને કશાની જરૂર પડી તો એ ભાંગલા દેહનો એકલો શું કરશે? જીવ સટોસટ શ્રમ કરીને હું જેને મોતના મોંમાંથી છોડાવી લાવી છું, એની આ દશા? અત્યારે એને તરસ લાગે તો શું? હાથે જ પાણી પીવાનું ને? તો પછી બીજું કંઈ કામ પડયું તો એની શી દશા?

આવી રીતે કંઈ કંઈ સ્પષ્ટ અસ્પષ્ટ વિચારો તેના મનમાં એક સામટા ઊભરાવા લાગ્યા. તેણે પાલખીવાળાઓને પાલખી ઊભી રાખવાનું કહ્યું.

સાંજ વીતી ગયાને દોઢેક કલાક થયો હશે. ચાંદનીમાં નાનકડું બકનાહાટી ગામ ધોળું ધાકોર દેખાતું હતું.

ગોકુલ અત્યારે પોતાની નીચેની ઓરડી—ડિસ્પેન્સરીની પાસેના આંગણામાં બેઠો હતો, ને મનમનથી ગળું ખેંચી ખેંચીને ગાતો હતો.

સમય જાય, હવે શું થાય,
વિધાતા! હાય રે—'

એકદમ ગાતો બંધ રહી તે બોલ્યોઃ 'કોણ એ?'

ઘરના આંગણામાં ઊગેલા લીમડાનાં ડાળ પાંદડાંમાંથી ચળાઇને ચાંદની આંગણામાં વેરાઈ પડી હતી. લક્ષ્મી રેશમી ચાદર શરીરે લપેટી ઘરમાં આવતી હતી. તેણે જવાબ દીધોઃ 'હું.'

ગોકુલ આંખો ખેંચીને જોતો બોલ્યોઃ 'હું?—કોણ, લક્ષ્મી તો નહિ?'

'હા, હું લક્ષ્મી—ઓળખી નહિ મને?'

થોડા દિવસથી ગામના કેટલાક દુષ્ટ લોકો આ બે જણના નામે બદનામી ફેલાવતા હતા. ગોકુલને તેની ખબર હતી. તેથી તે બેબાકળો બની એકદમ બોલી ઊઠયોઃ 'તું અત્યારે અહીં કયાંથી આવી, લક્ષ્મી?'

ગોકુલનો ઉસ્કેરાટ જોઈ લક્ષ્મી ધીર અને ગંભીર ભાવે આગળ આવીને બોલીઃ 'તે શું થયું?—એમાં કંઇ દોષ છે?'

ગોકુલ ગભરાઇને બોલી ઊઠયોઃ 'અમી અત્યારે ઘેર નથી.'

'મને ખબર છે, ગામમાંથી ઘણાં આજે બોઝને ઘેર—'

આમ છતાં લક્ષ્મી હજી ઘરમાં આવી રહી છે એ જોઈ ગોકુલ છોભીલો પડી ગયો. તે વચમાં જ બોલ્યો: 'ફોઈબા પણ—'

વારંવાર મના થવાને લીધે લક્ષ્મી પણ ખૂબ ઉશ્કેરાઈ ગઈ હતી. એ પણ ગોકુલને વચમાં જ બોલતો અટકાવી, લગભગ તેની સામે આવીને ઊભી રહી. પછી ગળું ખોંખારીને બોલી: 'હા, એટલે જ હું આવી છું—મનોરમા ફોઈ બંનેને લઈ ગયાં છે, મને એ ખબર છે.'

'તેમને આવતાં બહુ વાર થશે.'

'એ પણ હું જાણું છું—અને જાણું છું એટલે જ—'

હવે ગોકુલ પોતાને સમાલી શક્યો નહિ. સાથે સાથે પેલે દિવસે પોતે અર્ધ નિદ્રાવસ્થામાં પડ્યો હતો તે વખતની લક્ષ્મીની હલકી મકસદ પણ તેને યાદ આવી ગઈ. તિરસ્કાર અને ઘૃણાથી ભાન ભૂલી તે ઘાંટો પાડી બોલી ઊઠ્યો: 'તો પછી તારે અહીં આવવાની શી જરૂર?—જા, હમણાં જ ઘરમાંથી બહાર નીકળ—'

એકાએક કોઈની સામે ભરેલી બંદૂક ઉંચકાય, અને એ જેમ ચમકીને ઊભો રહી જાય, તેમ ગોકુલના આ શબ્દો સાંભળી લક્ષ્મી પણ જડસડ બનીને ઊભી રહી. એની આંખો અંગારાની પેઠે સળગી ઊઠી, પણ ગોકુલને એ દેખાયું નહિ. પછી જાણે ગોકુલના શબ્દોની કશી કિંમત જ ન હોય એમ બાકીનું અંતર કાપી નાખવા માટે, લક્ષ્મીએ આગળ વધવા પગ ઉઠાવ્યો—તરત જ ગોકુલ ગરમ થઈ ગયો. ઊભો થઈ જઈ આંગળી દેખાડી દેખાડી તે બોલી ઊઠ્યો: 'તોયે હજી આગળ આવે છે કેમ? કહું છું, જા! એકદમ જતી રહે—'

લક્ષ્મીએ છંછેડાયેલી સાપણની પેઠે ફુંફાડો માર્યો: 'અને નહિ જાઉં તો—તો તમે અપમાન કરીને કાઢી મૂકશો એમને? ના, ના, એટલી હદે જવાની હવે જરૂર નથી—હું જાઉં છું—'

આમ કહી એકદમ તે ઘરમાંથી બહાર નીકળી ગઇ. ગોકુલ સ્તબ્ધ બની થોડીવાર તો બેસી રહ્યો. પછી શી ખબર શું ધારીને તેને પાછી બોલાવવાના હેતુથી તે દરવાજા આગળ ગયો, પણ નિરાશ થઈ પાછો ઘરમાં ગયો, અને મેડા પર ચડી પથારીમાં પડી સૂઈ ગયો.

લક્ષ્મી નાચ જોવા ગઈ નહિ—ઘેર આવીને જોયું તો પતિ હજી આવ્યા નહોતા.

તે પથારીમાં જઇને પડી. આજે ગોકુલની પાસેથી નીકળ્યા પછી એના મનમાં વારંવાર એ પ્રશ્ન પૂછયા કરતી હતી કે કેમ? પાલખીમાં પણ પછી પણ તે કેટલીયે વાર બોલી ઊઠી હતી; કેમ? કેમ? હવે પથારીમાં પડીને પણ એનો એ જ સવાલ તેના મનમાં જાગવા લાગ્યો કે કેમ? કેમ આજે હું ગોકુલને ઘેર ગઈ? હું પવિત્ર મનથી એને ઘેર ગઈ હતી, તો પછી મારે ગોકુલના હાથે અપમાન ખમીને કેમ પાછું આવવું પડયું? ઘરનું ઘડિયાળ પણ જાણે સજીવ બનીને તેના મનની સાથે સૂર પૂરાવતું બોલતું હતું કે કેમ? કેમ? કેમ? કેમ? ટૂંકમાં જે અવાજ તેને કાને પડવા લાગ્યો તેમાંથી 'કેમ' શબ્દ પેદા થઈ તેના કાનમાં થઇને હૃદયમાં પ્રવેશી તેને ગભરાવતો હતો.

આ 'કેમ' નો ખરો જવાબ અથવા તો કારણ ન સમજી શકવાથી, લક્ષ્મીને પોતાનું હૃદય ખણી ખોતરીને ફેંકી દેવાનું મન થવા લાગ્યું.

તે પથારીમાંથી ઊભી થઈ ગઈ. માથામાં તલનું તેલ લગાડી, પછી જોરથી પાણી છાંટયું—પછી મોં પર પણ પાણીની છાલકો મારી. અત્યાર સુધી તેની આંખો, મોં, કપાળ, અને માથામાંથી જાણે આગ વરસતી હતી, આવી રીતે ચંચળ મન અને મગજને જરા ઠંડાં કરી તે ફરી વિચાર કરવા બેઠી. 'ભલે, હું ગમે તે કારણે ગઈ હોઉં—પણ ગોકુલે મને આમ કાઢી કેમ મૂકી? એને શું મારી ચાલચલગત પર શંકા આવી હશે?

આ વિચાર આવતાં જ એની આંખો અંગારાની પેઠે બળવા લાગી. મૂઠીઓ વાળી દાંત ભીંસી, તે જોર કરીને બોલી ઊઠીઃ 'આટલો મિજાજ! આટલો અહંકાર!—હું બદચાલની! હું બદદાનતથી એની પાસે ગઈ હતી......ભીખ માગવા—ગોકુલ મિત્તિરના મગજમાં આટલો ફાંકો છે, એમ?'

બોલતાં બોલતાં તેનું ગળું ભરાઈ આવ્યું. તેનાથી બોલાયું નહિ. તે ઓશીકાની ઉપર તૂટી પડી. એના ભારે શ્વાસોચ્છ્વાસથી જાણે ઓરડાની હવા ધમધમવા લાગી.

લગભગ અડધા કલાક પછી, વૃદ્ધ પતિને ઘરમાં આવતા જોઈ લક્ષ્મી દોડતી જઈને એમના પગ પકડી કરુણ સ્વરે બોલી ઊઠીઃ 'ઓરે! તમને પગે પડું! આવી રીતે તમે મારું સત્યાનાશ વાળશો નહિ! તમારા સિવાય આ દુનિયામાં મારું કહું એવું મારે કોઈ નથી, એ તમે કેમ ભૂલી જાઓ છો?'

બોલતાં બોલતાં શ્વાસ ભરાઈ આવવાથી તે રડી પડી. વૃદ્ધ આભો બની ગયો. પછી સ્ત્રીનો હાથ પકડી, ઊભી કરી, તે તેને ઘરમાં લઈ ગયો.

ત્રણેક દિવસ પછી શુક્રવારે બપોરે નિશાળમાં રજા હોવાથી અવિનાશ પંડિત લક્ષ્મીના ઘરમાં ડોકિયું કરીને બોલ્યાઃ 'એ ગોકુલ બાબાજી—જરા સાંભળો ભાઇ! જરા તમારું ખાસ કામ છે, તે વખતે—'

લક્ષ્મી ઘરમાંથી બહાર નીકળી મોઢું બગાડી કર્કશ સ્વરે બોલીઃ 'અહીં ગોકુલ ક્યાંથી?—આ કંઇ ગોકુલનું ઘર છે તે અહીં એને તમે શોધવા આવ્યા છો?'

વૃદ્ધ બ્રાહ્મણ એકદમ આભો બની જઈ તેના મોં સામે જોઇ બોલ્યો: 'શું કહે છે તું, લક્ષ્મી? આ ગોકુલનું ઘર નથી તો કોનું છે?—આ માસ્તર હમણાં તો મને કહેતો ગયો કે લક્ષ્મીને ઘેર જાઉં છું, એટલે હું તારે ઘેર આવ્યો. નહિ તો તું જ કહે ને, પેલા દિવસ પછી કદી તારે ઘેર મેં પગ દીધો છે?'

તેના છેલ્લા શબ્દો પર ધ્યાન દીધા વગર લક્ષ્મી એકીટશે તેના મોં સામે જોઈ રહી. તે બોલી: 'શું કહ્યું? આ ઘર એનું છે?'

પોતે બોલતાં પકડાઈ ગયો છે એ જોઈ ડોસો ચીડાઇને બોલ્યો: 'એનું છે કે નથી એ તું જાણે—હું શી રીતે કહું?'

બોલતાં બોલતાં તે ઠક ઠક કરતો રસ્તે પડયો.

બે દિવસ પછી રવિવારે આખી દુનિયાના ભિખારીઓ બારણા આગળ ભેગા થયા હતા, ને બૂમાબૂમ કરતા હતા કે 'આપોને મા! —અમારે હજી તો બે પાંચ ઘર ફરવાનાં છે—'

લક્ષ્મી ઘરમાંથી બહાર આવી ચીડાઇને બોલી: 'જાઓને ભાઈ, તમારે જવું હોય ત્યાં—મેં તો કોઇને પકડી રાખ્યા નથી!'

એમની ભલી ભોળી 'મા' ના મુખમાંથી આવા ક્રોધના શબ્દો સાંભળી એક પ્રૌઢ વયની બાઈ એક આંધળા ડોસાને ધમકાવીને 'મા' ને સારૂં લગાડવા બોલી: 'એ આજે નવો સવો આ ઘેર આવ્યો છે ખરોને, મા!—એને કશી ખબર નથી. એના બોલવા પર તમે—'

'એને ખબર હોય કે ન હોય—તમે અહીંથી જાઓ—'

'આ ઘરમાંથી અમને કોળિયો ખાવાનું નહિ મળે, મા?'

'ના, તમે જાઓ બાઇ!—બહુ ખીજવો નહિ મને!'

આ વખતે પેલી પ્રૌઢ બાઇ પણ ખિજાઇને ઘરધણીની સામે જોઇને બોલી: 'ઓ મા! જઇએ કેવી રીતે? રવિવારે અમારો ભાગ—'

લક્ષ્મી સળગી ઊઠીને બોલી: 'ભાગ! આ ઘરમાં કંઈ થાપણ બાપણ મૂકી ગયાં છો ખરાં ને, તે ભાગ ભાગ કરતાં આવ્યાં!—મોત આવ્યું છે શું, કહે છે—ભાગ!'

આ વખતે પ્રૌઢ બાઇને હડસેલી એક બાર તેર વરસનો છોકરો આગળ આવીને બોલ્યો: 'ના, મા! ના! ભાગ બાગ શું?—પણ દર રવિવારે અહીં ખાવાનું મળે છે ખરું ને!'

'હા, મળે છે એ હું જાણું છું—પણ હવે એ નહિ મળે!'

આ વખતે શરદબાબુ બોલ્યા: 'અરે આપને લક્ષ્મી! મારા ઉપરની ચીડમાં એ બિચારાઓને આજે શું કરવા ભૂખે મારે છે!—અરે એ હેમા—'

હેમા પોતાની ઓરડીમાંથી રીસમાં ઘાંટો પાડી બોલી: 'હું શું કરું, બાબુ? ભંડારની ચાવી હમણાં હમણાંની મારી પાસે ક્યાં હોય છે તે હું કાઢી આપું?—એ તો માએ લઈ લીધી છે.'

લક્ષ્મી શ્લેષ કરીને બોલી: 'એટલે તને બહુ અગવડ પડે છે, ખરું ને?'

આમ કહી તે ઓરડો ઉઘાડવા ગઈ. હેમા એક ચીસ પાડી ઊઠી; લક્ષ્મીએ એકદમ એને એવી ધમકી આપી કે એ પછી હેમા કશું બોલવાની હિંમત કરી શકી નહિ.

: ૨૦ :

આમી ઘેર આવતાં ગોકુલે આજે જે કંઈ બન્યું હતું તે બધું તેને કહી સંભળાવ્યું. એ સાંભળી અમિયાએ સુશીલ સ્ત્રીને છાજતી રીતે તિરસ્કાર કરીને પતિને કહ્યું કે 'આ તમે મોટી ભૂલ કરી.'

આ સાંભળી ગોકુલે, 'મને પણ કંઈક એવું લાગે છે' એમ બતાવવા માથું નીચું ઘાલ્યું. પછી તેને પોતાના પર જ ખૂબ ગુસ્સો ચડયો કે મનની અસ્વાભાવિક વિહ્વળતાને વશ થઈ બબડયોઃ 'હું આજે એકદમ અમોની આગળ આવી વાત કરવા બેસી ગયો એ સારૂં ન કર્યું!'

પરંતુ સ્ત્રી ચૂપ રહી નહિ. તેનો ઠપકો ચાલુ જ રહ્યો, પરંતુ છેવટે તેનાથી રહેવાયું નહિ. આ પહેલાં તેણે પોતાના મનને જે રીતે મનાવ્યું હતું, તે હવે તેણે સ્ત્રીને કહ્યું.

એ સાંભળી અમિયાએ રીસનો છણકો કરીને કહ્યુંઃ 'જુઓ,—હું કંઈ નાની કીકી નથી—દિદિને મેં જેવી ઓળખી છે, તેવી કદાચ તમે પોતે પણ ઓળખી શકયા નથી. ઓળખી શકયા હોત તો દિદિને આવી રીતે વગર કારણે, આટલી નીચ કલ્પીને, કદી પણ તમે આમ કાઢી મૂકત નહિ,—આ વિષે હું તમારી ખાતરી કરાવી શકું તેમ છું. હું પોતે તેની સાથે કેવી રીતે વાતોચીતો કરું છું એ જોઈને પણ શું તમે સમજી શકતા નથી?—પણ હા, તમારા અભિપ્રાય મુજબ હું માણસ જ નહિ હોઉં—પછી વળી સમજ કેવી?—કેમ, આવું સમજો છો ને મનમાં?'

ગોકુલના પોતાના મગજમાં કશું જ નહોતું. તે અપરાધીની પેઠે બોલ્યોઃ 'વારૂ, તો એ કેમ આવી હતી ? તું શું એમ સમજે છે કે એના મનમાં કંઈ મેલ નહોતો ?'

'એ હું નથી કહેવા ઇચ્છતી—એમના મનમાં મેલ છે કે નહિ એની કદાચ એમને પોતાને પણ ખબર નહિ હોય. પરંતુ એથી કરીને આપણે એનાથી બીતાં બીતાં ચાલીએ એવી પણ શી જરૂર છે ? એવું હોત તો તમારી માંદગી વખતે હું—હશે, હવે તમે કાલે જ એમને ઘેર જાઓ, જઇને ગમે તેમ કરી એમને અહીં તેડી લાવો, શું સમજ્યા ? તમે મોટી ભૂલ કરી—'લોકો નિંદા કરશે' સમજી, લોકોની ખોટી નિંદા સાંભળ્યા કરે તો માણસ ધરતી પર જીવી જ ન શકે. લો, હવે સૂઈ જાઓ !—રાત બહુ થઈ !'

ગોકુલ નવાઇ પામી વિચાર કરવા લાગ્યોઃ 'આ જ શું પેલી અમી ? થોડા દિવસથી તે પતિની સાથે દલીલો કરતાં શીખી હતી, પણ એની એ દલીલોમાં છોકરમત સિવાય બીજું કંઇ નહોતું. પણ આજના એના બોલવામાં દલીલ નહિ, પણ ઘણા દિવસનો હૃદયમાં ભરેલો અનુભવ એણે ઠાલવ્યો છે. આજે એનું હૃદય ક્ષુબ્ધ થતાં એ હૃદયમાંથી નીકળી પડયો છે. "લક્ષ્મીના મનમાં મેલ હોય, તો પણ એનાથી આપણે બીવાનું કારણ નથી—લોકોની ખોટી નિંદાઓ સાંભળ્યા કરે તો માણસ ધરતી પર જીવી જ ન શકે."—આ બધું જ્ઞાન અમિયાને મળ્યું કયાંથી ?'

ગમે તેમ, પણ 'જાઉં, જાઉં' કરીને ગોકુલે ત્રણ દિવસ કાઢી નાખ્યા.

ચોથે દિવસે શુક્રવારે અમીએ રીસામણાં લઈ માથું પછાડી મરવાની બીક દેખાડી પતિને લક્ષ્મીને ઘેર મોકલ્યો. ગોકુલ નીકળ્યો, અને નિવારણ ચાટુજ્જે મહાશયને ઘેર ઘડીક અડ્ડો જમાવી આગળ વધ્યો. લક્ષ્મીના ઘર આગળ આવ્યો, અને છત્રી બંધ કરી, રસ્તા

પર એક પીપળાના ઝાડ હેઠળ થોડીવાર કંઈ વિચારમાં ઊભો રહ્યો. છેવટે કંઈક યાદ આવતાં હાલદાર મહાશયના ઘર તરફ ચાલ્યો. ત્યાંથી પાછા ફરતાં લક્ષ્મીને ઘેર આવવાનો તેણે વિચાર કર્યો ! પરંતુ કોણ જાણે કેમ, તે દિવસે તેનું જવાનું બન્યું નહિ.

વળી બે દિવસ એમ ને એમ વીતી ગયા.

ત્રીજે દિવસે અમિયાનું મોં જોઈ ગોકુલની ખાલી ખાલી ઘેર પાછા જવાની હિંમત ચાલી નહિ. બપોરે લગભગ ચારેક વાગ્યાના સુમારે લક્ષ્મીના આંગણામાં પગ મૂકી, મોં પર હાસ્ય આણવાની ચેષ્ટા કરતાં કરતાં તેણે બૂમ મારીઃ 'ઓ લક્ષ્મી !—અમારે ઘેર—'

લક્ષ્મી ઘરમાં કંઇ કામ કરતી હતી.

ગોકુલની બૂમ સાંભળી લક્ષ્મી અસ્વાભાવિક રીતે માથા પર છેડો ખેંચી લઈ આંગણામાં આવીને બોલીઃ 'આપ આવે વખતે અહીં કેમ આવ્યા છો ? તેઓ અત્યારે ઘેર નથી—દાસી પણ એની દીકરીને ઘેર ગઇ છે—'

ખરેખર બેંદીની મા ઘરમાં નહોતી.

ગોકુલ હો હો કરી હસી પડીને બોલ્યોઃ 'વેર લે છે, ખરું ને ? બાણુ નથી તેની મને ખબર છે—' બોલતાં બોલતાં તે હસીને આગળ વધ્યો.

આ જોઈ લક્ષ્મી કઠોર સ્વરે બોલીઃ 'ગૃહસ્થના ઘરમાં ઘુસવાનું આ કેવું તોફાન કરો છો તમે? કહું છું, તેઓ અત્યારે ઘેર નથી— તોયે આપ ઘરમાં આવો છો. એનું કંઇ કારણ ?'

ગોકુલનું મોં કાળું શાહી થઈ ગયું. બહુ પ્રયત્ને પણ તે મોંનો ભાવ ટકાવી શક્યો નહિ. ગમે તેમ, પણ લક્ષ્મી વેર લઈ રહી છે એ વિષે એને કંઈ પણ સંશય નહોતો, તેથી ફરીથી મ્લાન હાસ્ય કરતાં કરતાં પણ તેણે આગળ આવવા પગ ઉપાડ્યો.

ધા લાગ્યો છે ખરો, એ જોઈ લક્ષ્મીએ મરણિયો પ્રયત્ન કરી કંઠસ્વરમાં ઝેરની માત્રા વીસમણી વધારી દઈ, અતિશય કર્કશ સ્વરે કહ્યું: 'હસતાં તમને શરમે નથી આવતી ? જો વધારે અપમાન સહેવાની મરજી ન હોય તો કહું છું, એકદમ અહીંથી જતા રહો—આ કેવો સ્વભાવ છે તમારો ? આટલા વાસ્તે લોકોનાં ઘરોમાં મફત દવાઓ કરતા ફરો છો, ખરું ને ? આવી રીતે કેટલાકનું સત્યાનાશ વાળ્યું હશે !'

એક શ્વાસે આટલું બોલી નાખ્યા પછી, તે રીસના ઉશ્કેરાટમાં થર થર કાંપવા લાગી.

ગોકુલ હવે કોઇ રીતે પોતાને સમાલી શક્યો નહિ. એક કૂદકો મારી આંગણામાં ચડી જઈ, એક લાફો લગાવી લક્ષ્મીના કટુભાષી મુખમાંથી લોહી કાઢવાની તેને ઇચ્છા થઈ આવી; પરંતુ તેણે કેવા કષ્ટે મનને દાબી રાખ્યું તેની તેને ખબર !

ગુસ્સો, ક્ષોભ અને અસહ્ય અપમાનની જ્વાળામાં સળગી જઇને આહત કંઠે થોથવાતાં થોથવાતાં તેણે કહ્યું: 'જો લક્ષ્મી, તું આવું બોલે પછી તને શું કહું ? નહિ તો—જવા દે, પરંતુ એક વાત તને કહેતો જાઉં છું; તું જાણે છે કે તારું લગ્ન થયા પછી હું તને ભૂલી ગયો હતો. પણ તારું મન એવું નીચ છે કે તેં આટલા દિવસ મારું સત્યાનાશ વાળવાના પ્રયત્નો કર્યા છે. મારી માંદગી વખતે એક દિવસ તું લાડ કરવા મારી પાસે આવી હતી, તે મેં નહોતું જોયું એમ તું માને છે શું ? પણ એ બધું ભૂલી જઇને અત્યારે પાછી તું મને જ સામી બદનામ કરવા માગે છે !—બીજી પણ એક વાત કહું—ચોક્કસ માનજે—જેલમાં જવાની બીકે નહિ, પણ તારા શરીરનો સ્પર્શ કરવામાં પાપ છે એમ સમજતો હોવાથી જ આજે હું મારા મનને કાબૂમાં રાખીને જાઉં છું.'

બોલતાં બોલતાં તે એકદમ ઘરમાંથી બહાર નીકળી ગયો.

લક્ષ્મી અત્યાર સુધી બારસાખ પકડીને ઊભી હતી, ને શાંતિથી તેના શબ્દો સાંભળી રહી હતી. હવે તે ધબ દઇને બેસી પડી, અને વ્યાકુળ આંખે ગોકુલને જતો જોઈ રહી. બે ચાર અશ્રુબિંદુઓ એની જાણ બહાર જ એના ગાલ પર થઇને નીચે પડયાં.

આ તે કઈ જાતની રીસ!

આજે સંજોગવશાત્, બરાબર આજ સમયે પતિને ઘરમાં આવતા જોઈ લક્ષ્મી દોડતી જઇને તેમના પગ પકડી વ્યાકુળ સ્વરે આક્રંદ કરી બોલવા લાગીઃ 'ઓ રે! તમારી ગેરહાજરીમાં આજે ગોકુલ મિત્તિર તમારા ઘરમાં આવ્યો, ને તમારી સ્ત્રીને એકલી જોઈ એનું અપમાન કરી ગયો—તમે આ કેમ સહી લો છો? એની બદદાનત જોઈ હું તો માત્ર આટલું જ બોલી કે તેઓ અત્યારે ઘરમાં નથી, આવે ત્યારે આવજો! પણ એ સાંભળીને એ હસવા લાગ્યો ને મને એવું એવું કહેવા લાગ્યો—'

આટલું બોલીને તે એકદમ ઊભી થઇ ગઈ: 'ઓ રે, આનું વેર જો તમે નહિ લો તો મારી પાસે અફીણ છે તે ખાઇને હું મરીશ, એની તમે ખાતરી રાખજો. આજે દારૂ પીને એ છાકટો થઇને આવ્યો હતો, એટલે જ હું એના હાથમાંથી આજે તો બચી ગઈ છું—'

વૃદ્ધ આભો બની ગયો. તે બોલ્યોઃ 'ગોકુલ દારૂ પણ પીએ છે શું?'

'પીતો હોય કે નહિ, પણ આજે તો પીધો હતો—તો શું હું જૂઠું—'

વૃદ્ધે વચમાં જ કહ્યુંઃ 'ના, ના, તું શું કરવા જૂઠું બોલે?—આટલા દિવસ કશું બોલી નથી, ને આજે—હશે, હવે અંદર આવ—આવી બાબતમાં બૂમાબૂમ ના કરવી.'

બે કલાક પછી સાંજ પડવા વખતે લક્ષ્મી આંગણામાં રાતના વાળુ માટે અનાજ જોવા બેઠી હતી, અને શરદબાબુ પાસે બેસીને, સ્ત્રીને ફરી ફરીને ગોકુલ વિષે એક બે પ્રશ્નો પૂછતા હતા. બધું સાંભળી લીધા પછી તેઓ પોતાના મનમનથી બોલી ઊઠયા: 'તું શું કહે છે, લક્ષ્મી!—ગોકુલ મિત્તિર આવો બદચાલનો છે એ વાત તારા મોઢે સાંભળીને યે મને માન્યામાં આવતું નથી.'

લક્ષ્મી કામ બાજુએ રાખી પતિની સામે જોઈ રહી.

પતિ બોલવા લાગ્યા: 'છિ! છિ! એની આવી દાનત! ખરું કહ્યું છે કે માણસનાં સારાં ખોટાં કામો જોઇને એના મનની વાત જો સમજી શકાતી હોત તો દુનિયામાં દુ:ખ શું હતું?—મારે આનું કંઈક કરવું જ પડશે.'

લક્ષ્મી અક્કડ થઇને બેઠી.

પતિ બોલતા હતા: 'પરંતુ ગામમાં બહુ બદનામી થશે એમ લાગે છે.—છિ! વળી ગામમાં એ કેવાં મોટાં મોટાં કામો કરતો ફરે છે—આજે મને સમજ પડી, બધામાં એનો સ્વાર્થ છે—પરંતુ લોકો મારું માનશે ખરા? ત્રણ ગામના લોકો એને શું કહે છે, ખબર છે? કહે છે કે ગોકુલ આગલા જનમે દેવતા હતો—મને યે અત્યાર સુધી તો એવું લાગતું હતું—'

લક્ષ્મી વાળ છૂટા મૂકી પાગલની પેઠે બેઠી હતી, અને પતિના બોલમાં હોંકારો ભણતી હતી.

પરંતુ પતિ તો એના તરફ લગીરે ધ્યાન આપ્યા વગર બોલે જ જતા રતા—'તે છોને કહેતા લોકો—પણ આ વખતે હું એને ખરાબખરીની સજા કર્યાં વગર રહેવાનો નથી—'

લક્ષ્મી ગંભીર સ્વરે વચમાં બોલી:—'નહિ છોડો? તો શું કરશો, કહો!'

ગોકુલના ઉપર ક્રોધથી સળગી ઊઠી વૃદ્ધે કહ્યું: 'શું કરીશ એમ પૂછે છે? જ્યારે કરું ત્યારે જોજે, હું શું કરું છું તે.—હું શું એને એમ સહેજમાં છોડી દઈશ એમ તું માને છે?'

લક્ષ્મી એને ચડાવવા માટે કઠોર શબ્દે બોલી: 'એવી વાયડાઈ જવા દો, હવે! કરી કરીને તમે એનું શું કરશો એ જ કહોને!'

આ વખતે સ્ત્રીને બહુ નહિ ખીજવવા પતિએ કહ્યું: 'ગામના આગેવાનોને બોલાવી એને ગામમાંથી કઢાવી મૂકીશ—ફાવે તેટલા રૂપિયા ખરચ થાય, કુચ્છ પરવા નહિ—'

આ વખતે જો વૃદ્ધ જરા ધ્યાનપૂર્વક લક્ષ્મીના મોં સામું જોયું હોત, તો દિલમાં ભૂત પેસી જવાથી સ્ત્રીનો ચહેરો જેવો થાય છે તેવો આજે તેમને પોતાની સ્ત્રીનો ચહેરો દેખાત અને તેઓ ભયથી થથરી ઊઠત. પણ સંધ્યાના આછા ઉજાસમાં તેઓ કંઇ જોઈ શક્યા નહિ. સારૂં થયું.

લક્ષ્મીએ ધીર ગંભીર સ્વરે પૂછ્યું: 'શું કહેશો આગેવાનોને?'

પતિ જરા નવાઇ પામી ચીડાઇને બોલ્યા: 'શું તે એણે જે કર્યું છે તે!'

લક્ષ્મી જરા વધારે મોટેથી બોલી: 'શું કર્યું છે એણે?'

હવે પતિને થયું કે લોકોને તેઓ બરાબર સમજાવીને વાત કહી શકશે કે નહિ, એ જોવા માટે લક્ષ્મી તેમને આ સવાલ પૂછી રહી છે. પોતાની શક્તિ વિષે બૈરી જેવી બૈરોની આવી અશ્રદ્ધા જોઇ તેઓ આવે વખતે મનમાં મનમાં હસ્યા, અને સ્ત્રીના જેવો અવાજ કાઢીને બોલ્યા: 'તારું અપમાન!'

'તમને કોણે કહ્યું કે તેણે મારું અપમાન કર્યું છે?'

આ વળી કેવો બાલીશ સવાલ? પતિ ચીડાઇને બોલ્યા: 'જા—ખાલી માથું ન પકવ—મને એવો લવારો કરતાં નથી આવડતો.'

'નહિ, નહિ, હું તમારી મશ્કરી નથી કરતી—એના નામે લોકોને તમે કશું કહેવા ન જશો—ઘરડે ઘડપણ આટલાં માણસોમાં તમારે શું કરવા અપમાન ખમવું પડે!'

વૃદ્ધ છંછેડાઇને બોલી ઊઠયોઃ 'કોણ, આ ગોકલાની વાત કરે છે? દવા કરવાના નામે કેટલાયે માણસોના ઘરમાં જેણે સત્યાનાશ વાળ્યું છે તેની વિરૂદ્ધ વાત કરવા જતાં લોકો મારું અપમાન કરશે એમ તું ધારે છે?'

લક્ષ્મીની આંખો ધગ ધગ કરતી સળગી ઊઠી.

એકદમ પતિની પાસે આવી, દાંત ભચરડી તે બોલીઃ 'હા રે હા! એના નામે એવું કંઇ બોલવા જશો તો લોકો તમારા ગાલ પર ધડાધડ ધોલ મારશે, ને મોં ઉપર થૂંકશે. ઘરડા થયા, પણ હજી આટલી અક્કલ ન આવી તમારામાં! પોતાની બૈરીને તો ઓળખી શકતા નથી, ને પાછા પરનો વાંક કાઢવા જાઓ છો—પર એટલે પર, અને તે યે ગોકુલ મિત્તિરના નામે—જેને લોકો દેવતાથી યે વધારે ગણે છે, તેના નામ પર આવો અપવાદ! અરે! આટલા દિવસ તમે આંધળા હતા, પણ કંઇ ગામના લોકો આંધળા નહોતા—તમારી બૈરીનાં લખ્ખણ ગામમાં કોઇને અજાણ્યાં નથી—સાંભળવું છે હવે? પેલે દિવસ દાદા ઠાકુર આવીને તમારા આંગણામાં ઊભીને પટ દઇને કહી ગયા કે આ ઘર ગોકુલનું ઘર છે—લોકો કહે છે. હું તમને વાંદરાની પેઠે નચાવું છું, પણ તમને ક્યાં સમજ પડે છે?'

બોલતાં બોલતાં તે ધબ દઇને લાંબી થઈ પડી, અને પતિના બે પગ છાતી સરસા લઇને બોલીઃ 'એટલે કહું છું—તમને પગે પડું, એના નામે બદનામી દઇને લોકોને મોઢે ફરી પાછું અપમાન ન માગશો—ન માગશો—'

આ વખતે વૃદ્ધના મનનો ભાવ એવો થઇ ગયો કે 'અવાક્,

મૂઢ, સ્તબ્ધ,' વગેરે શબ્દો દ્વારા એનો એક અલ્પાંશ પણ પ્રગટ કરી શકાય નહિ. તેમણે ધીરે ધીરે પોતાના પગ ખેંચી લીધા.

એક ભયાનક વંટોળીઓ વહી ગયા પછી પ્રકૃતિ જેમ શાંત ભાવ ધારણ કરે છે તેમ, લક્ષ્મીએ હવે શાંત સ્વભાવ ધારણ કર્યો. ઘણા દિવસ પછી આજે તેને મનમાં શાંતિ થઈ. ધામધૂમપૂર્વક કોઈના કોઈ ભારે પાપનું પ્રાયશ્ચિત થઇ ગયા પછી, તેના મોં પર જેમ આનંદનું હાસ્ય ફૂટી નીકળે, તેમ લક્ષ્મીના મુખ પર પણ આજે હાસ્ય ફૂટી નીકળ્યું હતું.

બમણા ઉત્સાહથી તેણે રસોઇનું કામ પતાવી પતિને જમાડયા. વૃદ્ધને અત્યારે જમવાનું મન નહોતું, તેથી તેઓ જમવાની હા ના કરવા લાગ્યા. એ જોઇ લક્ષ્મી ઊંધું સમજી. વૃદ્ધ પતિનો બરડો થાબડતી તે હસતાં હસતાં બોલી: 'બેસો રે બેસો! મારું શરીર અપવિત્ર નથી થયું, માત્ર મન જ થયું છે;—બધાયે એ જાણે છે, બીશો નહિ, તમારો ધરમ નહિ જાય.'

'ના, ના, હું એવું નથી કહેતો!' કહી વૃદ્ધ જમવા બેઠો.

રાત્રે લક્ષ્મીએ પતિના પગમાં માથું મૂકી કહ્યું: 'કેટલા જનમની તપસ્યા પછી તમારા પગમાં સ્થાન મળ્યું હશે—આશીર્વાદ આપો કે જન્મે જન્મે આજ પગમાં સ્થાન પામું—કેમ રે તમે રડો છો—છિ!—'

રાતના લગભગ એક વાગ્યાના સુમારે બારણું ઠોકતાં ઠોકતાં કોઇએ જાણે ગાંડાની પેઠે વ્યાકુળ સ્વરે બૂમો પાડવા માંડી—'હરિપદ દા! એ હરિપદ દા! બારણું ઉઘાડો ને!'

વૃદ્ધ હરિપદની ઊંઘ શ્વાનનિદ્રા હતી. તેમાં વળી ઉનાળાને લીધે આજે તે બારણું ઉઘાડું રાખીને સૂઈ ગયો હતો.

તેણે તરત જવાબ દીધો: 'આટલી રાતે કોણ એ?' 'હું લક્ષ્મી—બારણું ઉઘાડો ને!'

'આટલી રાતે, લક્ષ્મી? શું કામ પડયું દિદિમણી!' બોલતાં બોલતાં ઊઠી આવીને તેણે બારણું ઉઘાડી દીધું. લક્ષ્મી અંદર આવી, અને ચાંદરણાંમાં લથડિયાં ખાતી, એ સીધી મેડા પર ચડી ગઈ. ફોઇબાના ઓરડા આગળ થઈને અમીના ઓરડાના ઉઘાડા બારણા આગળ આવતાં જ એ ધબ દઈને પડી ગઈ.

અમી એકદમ જાગીને બેઠી થઈ ગઈ. તરત જ લક્ષ્મી બોલી ઊઠી—એનો અવાજ તૂટતો હતો—'અમી, ગોકુલદાને ઉઠાડ,—માથે ચરણરજ ચડાવી મારાં જૂઠાં રીસામણાંની માફી માગી લઉં—'

શું થયું છે તે સમજી અમી ચીસ પાડી ઊઠી: 'દિદિ! દિદિ! આ શું સત્યાનાશ વાળ્યું?'

જોત જોતામાં ઘરમાં કોલાહલ મચી ગયો.

ફોઇબાએ આવીને લક્ષ્મીનું અફીણના ફીણથી ભીંજાયેલું, ધૂળમાં રગદોળાતું મસ્તક પોતાના ખોળામાં લઈને કહ્યું: 'તમારાં લગનની વાત તૂટી પડી એ હું સમજી ગઈતી, મા! કે તમારા બેમાંથી એક જણ આવું કંઈક કર્યા વગર નહિ રહો!—' બોલતાં બોલતાં તેમણે મોટેથી રડવા માંડયું.

સમાપ્ત